## ॥ શ્રી ગોકુલેશો જયતિ ॥

## ॥ પાલખીનાં સુખદ ॥

### ॥ પ્રથમ ॥

॥શ્રી મંગલ સ્વરૂપ નિધાન ગોકુલપતિ સોહે જી॥ રસીકવર રસીક સુજાણ દેખી મન મોહે જી. ॥૧॥
સુંદરવર સુકુમાર સકલ સુખ દાઈ જી ॥ શોભા અંગ અંગ લાર સુંદર તાઈ જી ॥૨॥
સુંદર સરલ સુદેશ કેશ શીશ લલકે જી॥ શ્યામ સચીકણ સરલ શુભ્ર છુટા અલકે જી ॥૩॥
શ્રીકર ગ્રહે અંગુલી દલ મધ્ય મધ્ય અતી ઝલકે જી॥ વલણ ચલણ મુદ્રિકા અગ્રે લગ ઝલકે જી ॥૪॥
કુંતલ કુટીલ કપોલ નીકર રાજે ઈરતા જી॥ દીસે આલીંગન મંત્ર રસે ગુંજત કરતા જી ॥૫॥
લોલ કપોલ વિશાલ ભાલ તીલક ભાની જી॥ રૂપ મધ્ય દાયક એમ કેમ રહે છાની જી ॥૬॥
ભૃકુટી બંક નિશંક બેહુ પાસે મોડે જી॥ ધીર રસીક નાયક દૃષ્ટિન કો જોડે જી. ॥૭॥
લોચન અરૂણ રસીલા પુરણ રસ રસીયાં જી॥ માનુની મન રીઝે નીરખી ધીરજ ખસીયા જી. ॥૮॥
વરૂણી પલકે સ્નેહ સ્વાદ રસસુ મેલે જી॥ બિકસે ચિતવની પુરસે દીસ રેલે જી ॥૯॥

કરણ મધ્ય મુકુતાની તેણી છબી ન્યારીજી॥ ઝલકે સ્વેત અરૂણ આભા શોભા ભારીજી॥૨૦॥
નાસીકા નવલ નીરૂપમ ઉપમા શી દીજેજી॥ ઉપમા એરની એહ એહજ યહાં કીજેજી॥૨૧॥
ગલસ્થલ ઉલ્લાસીત બીંદુ રસસુ ભરીયાજી॥ મનોરથ મન અભિલાખ તેહ પુરણ કરીયાજી॥૨૨॥
અધર રંગરસુ રંગ અરૂણતા અતી ગેહેરીજી॥ રેખા રસની રાસ મધ્યની લેહેરીજી॥૨૩॥
અગ્ર બેહુ મધ્યની ઢલકની રસભર વરખેજી॥ લોચન પ્રીય લુબ્ધ રસે દરસે તરસેજી॥૨૪॥
પીકુલીક વાધે વાધી આરત મનનેજી॥ પાન ધ્યાન એ રસને આતુરતા તનનેજી॥૨૫॥
પ્રગટ દેખી રસ અનુભવ દેહ વિવશ થાએજી॥ ગુઢ ભાવ મનના કરવા તે પ્રગટ ચહેજી॥૨૬॥
દસન પાંતે વિટીકા રંગ નવરંગ રસીયાજી॥ ઝલક ચલક ઉદ્યોત ત્રીય ઉરમાં વસીયાજી॥૨૭॥
રસના સ્વાદ અનંત વચન મધુરા બોલેજી॥ મોહે મન માધુરીએ જેમ ફણીધર ડોલેજી॥૨૮॥
મુસકની મૃદુલ હાસ્ય પ્રફુલ્લીત અંગ તેહ સમેજી॥ રોમ રોમ મકરંદે લોચન મધુપ ભમેજી॥૨૯॥
હાંડી સ્થલ રસસુ રસને સ્વાદજી॥ કામ સંગ્રામ વિશે એ ધીરજ ધરણજી ॥૩૦॥
ગ્રીવા ગૌરવતા સોહે અતીસે રસાલજી॥ સ્નેહે તુલસી ગુંજ ઉર તે ધરી માલજી ॥૩૧॥

Scanned by TapScanner

॥૨॥ બેહુ ઊરોજ રૂદે રૂમાવલી રસનાભી ઉદરજી॥ પોસક સુખદ શુભગ એ સ્થલ સહુ શોભાભરજી ॥૨૨॥
ભુજકર પોહોંચી રેખા અંગુલી દલ કોમલજી॥ ધરી મુદ્રીકા જડીત નંગ જ્યોતિ નિર્મલજી ॥૨૩॥
કટી સોહતી ધોતી પહેરી સુંદર રાજેજી॥ ઉપરેણો આભા અંગની છબી શુ છાજેજી ॥૨૪॥
જંઘા ખંભ રસભર પીંડુરી પરમ શોભીજી॥ ચરણ કમલ નખમણી અંકીત મન ભક્તના લોભીજી ॥૨૫॥
અંગ સકલ રસરૂપનું વર્ણન કેમ થાયજી॥ જ્યાં જોઈએ ત્યાંહાં અટકે મન ત્યાંહાં અરૂઝાયજી ॥૨૬॥
મહામનોહર છબી પ્રતિક્ષણું નૌતન દીસેજી॥ લોભ્યા ભક્ત તણા મન રસ સ્વાદે હીસેજી ॥૨૭॥
દાસ તણે મન ભાવ અનુપમ નિત્ય નવાજી॥ પ્રીયને અતીસુખ દાયક કહીએ તે થઈવાજી. ॥૨૮॥
સ્વતઃ કર્યાં ઈચ્છાએ વ્હાલ જેહે વર્યાંજી॥ સ્નેહ રૂપી અભીલાખને સહીત તે
તેહ ભર્યાંજી ।૨૯। રસઉપયોગી સૃષ્ટી કરી ગુજરાત જઈ અજી॥
લીલા અતિ વિસ્તાર સકલ આનંદ મઈયજી ॥૩૦॥ તે કુલ પ્રગટ
થયું નીજ હીત કે એ શ્રી ગોકુલજી॥ સ્નેહ સહીત આવ્યું અંગીકાર
વયજી॥૩૧॥ ભાવ અધીકથી અધીક ધરે મનની ચોપેજી॥ રાજે નાદ કર

તેમ સર્વાત્મક સોંપેજી ॥૩૨॥ નાના વિધિ ભવ રસ અર્પે મનની ફુલેજી ॥
શ્રી ગોકુલ પતિ નાયકશું દેહ સુરત્ય મુલેજી ॥૩૩॥ ભક્ત અનેક સ્નેહ
પુષ્ટ મર્યાદા સહીતજી ॥ અનુભવ આપાપણા તેહ કરે નિત્ય પ્રત્યજી
॥૩૪॥ નારાયણજી નાથભાઈના ભાગ્ય બડાજી ॥ જેહના શ્રીપદ કમલ મુલ
સમુલ ગહ્યાજી ॥૩૫॥ તેથી ફુલ પ્રગટ્યા કેવલ અતી પુષ્ટ પુષ્ટજી. ॥
જેહો ઉપર કીધી વહાલે અતી કૃપા દ્રષ્ટીજી ॥૩૬॥ વૈષ્ણવ અષ્ટ મહા-
-સિધ્ધીનીજ અર્થે આપીજી ॥ રમણ અનુભવ ધારા તણી સકલ
સ્થાપીજી ॥૩૭॥ મનોરથ અનેક પ્રકારે કરે મનને ગમતાજી ॥ ભાગ્ય એહોના
તણી કરીએ કો સમતાજી ॥૩૮॥ મનોરથ એક વિચાર કૃપાની આરત.
ધરીજી ॥ પુરણના પુરણ ઇચ્છા ઉલ્લાસ કરીયજી ॥૩૯॥ ભક્તરાજ શ્રીકૃષ્ણભાઈ
મનમોદ ઘણોજી ॥ પ્રથમ મનોરથ મન ધર્યો સુખપાલ તણોજી ॥૪૦॥ તે પ્રાર્થના
સફલ સત્ય મન માંહે ધર્યુંજી ॥ ભક્ત હેત સુખ આપે બહુ પેરે કાજ સર્યુંજી.

॥૪૧॥ નીજ હેતક અતીસ્નેહ એહનીજ સુખદાઈજી ॥ રુચત ભાવ પ્રગટ
ગોકુલ મોહન ભાઈજી ॥૪૨॥ અભીલ દાન પાલખીએ બેઠાનું દીધુંજી ॥
સર્વ મનોરથ નુ ફૂલ તેહ પ્રગટ કીધુંજી ॥૪૩॥ સીંચન ઈચ્છા અંકુર કૃપા
ફરી ભાવેજી ॥ વૃધ્ધિ સ્નેહ વાછલ્ય પલ્લવ નવચીત આવેજી ॥૪૪॥ સુખ
તરુલતા અનંત શ્રીહ ફુલસુ ફેલીજી ॥ લીલા સ્વાદ અનુભવી રસપુરે
છેલીજી ॥૪૫॥ કર્ણિકા એક શ્રી રસનું મન વર્ણન કરવાજી ॥ ભાવ કૃપા
આધિન તેહ ચીત માંહ્યાં ધરવાજી ॥૪૬॥ પદ વંદુ રજ શ્રીહોના નીજ
શીશ ધરુંજી ॥ સુખ રસનો વિસ્તાર કૃપાએ આશ કરુંજી ॥૪૭॥ વચન શક્ય
નહી બુધ્ધિ અલ્પ અનુભવ જાણોજી ॥ રસ સમુદ્ર આનંદ ઉદધી કરયા અંજુલા
આણોજી ॥૪૮॥ તેહ પ્રકારે ઈચ્છા ભગવદ ભક્ત તણીજી ॥ ભાવ સુજાણ તે સર્વે
અનુભવીઆંના મન ઘણીજી ॥૪૯॥ મહદ ભક્ત કૃપા આશ્રીત ચર્ણ માગુંજી ॥ જ્યાંહાં
તેહની રતી તેહ તેહ તણી પાછલ લાગુંજી ॥૫૦॥

ઈતિ શ્રી પ્રથમ સુખદ સંપૂર્ણ

# પાલખી

નું

સુખદ.

॥બીજુ॥

॥૧॥ ॥ પાલખીનાં સુખદ ॥ ૨ ॥

॥ શ્રી ગૌકુલેશૌ જયતિ ॥ અથ શ્રી સુખદ બીજુ લખાએ છીએ ॥

રાગ:- ધનાશ્રી ॥ જાત્ય ॥ શ્રી ગૌકુલ શૌભા અતી ઘણી ॥

॥ અંકુર ભાવ પ્રગટ હવા સુખપાલે બેઠા નાથજી ॥ નૌરંગ હસ્તી રથ
બેઠાનું સુખ દીઠું સહું સાથજી ॥૧॥ સેવા શ્રી અંગની કરે તે ભક્ત
રહે છે પાસજી ॥ ઉત્સાહને આવત ઘણી વાહાલો પુરે મનની આસજી
॥૨॥ વાછલ્યતા પ્રભુજી બીરાજે મન માંહે ના સમાયજી ॥ સુખ રૂપી
રૂચીત સહુ લહે તે આતુર અતિશે થાયજી ॥૩॥ દીક્ષ ગીરણે પોતાતણી
એ પ્રભુતો પુરણ કામજી ॥ આતુરતા સહે નહી એ સુખદાતા અભી-
-રામજી ॥૪॥ આદર સ્નેહ સહીત ઘણો વાછલ્ય અતીસે મનહાસજી ॥
પરમ સૌભાગી પ્રીયા અનુભવીસું સંમત એ સુખરાસજી ॥૫॥ ભાવ તમારો
પ્રભુજીએ રાખ્યો અભાલ મનોરથ એહજી ॥ ભાવ પ્રીય વલ્લભને વલ્લભ
પુરણ કરશે તેહજી ॥૬॥ મનની પ્રત્ય સુણી પોતાની નયણ સજલ થઈ

આવ્યાંજી॥ પુલકીત રોમ રોમ પ્રેમસુ વચન કહ્યાં તે ભાવ્યાંજી ॥૭॥
કહ્યું મોકલીએ દક્ષણ તૈલંગ જઈ લાવે ત્યાંહાંથી ભોઈજી॥ ઉત્તમ
માહાઉત્તમ તેહની અતી ચાલ સુખાલી જોઈજી॥૮॥ બેસે શ્રી ગોકુલરૂપ
અને શ્રી મુખથી સુણી એ વાતજી॥ જલ ભરી ઘરે કરોરા પાલખીમાં
ન બોહું જલ કુતાજી ॥૯॥ પ્રીય રૂપ ઉપયોગે વેગે કરી સાજ એણી
પેરે કીજેજી॥ ભગવદીઓને ભાગ્ય ભલે સહું કો જે મનોરથ કીજેજી
॥૧૦॥ અષ્ટ જામ નહી રહે ન ચીત એ સખી કેહી પેરે આવે જી॥બાહ્યાભ્યંતર
લક્ષ નીરખે રૂપ રૂપ મન સમજાવેજી॥૧૧॥ આદર આતુર આરત
વાહાલે ભક્ત તણી મન જાણીજી॥ઈચ્છા સહુની કરી ભોઈ શ્રીગોકુલ
રાખ્યા આણીજી॥૧૨॥ મન ચિંતન નહી કોહીને સુણી આશ્ચર્ય પામ્યા
તેહજી॥ પછે પરસ્પર હરખે વાધ્યો નેહજી॥૧૩॥ તેટલે ભોઈ પુછતા આવ્યા
મોહન ભાઈનું નામજી॥ ખપ સાંભલી અમો આવીઆ શું ક્યાંહાં છે તેનું ધામજી

॥૨॥ ॥૧૪॥ વૈષ્ણવ જઈ જઈ તેડી લાવ્યા આદર બહું પેરે કીધોજી॥ તતક્ષણ
આપ્યાં સ્થલ રહેવા ઉત્તમ સામગ્રી સીધાંજી ॥૧૫॥ હરખ ભેરે કુલે
તેહોની તે કીધી અતી મનુહારજી ॥ પ્રસન્નતાએ સું તેણે તે પૂછયો
એક વિચારજી॥૧૬॥ કહો સુખપાલે કોણ બેસસે જેમ નિશ્ચય મન ધાર્યોજી॥
રાજધાની માંહાં સાંભળી અમો આવ્યા ઘરી ઉમાહે જી ॥૧૭॥ કહ્યું તમો
અહી સુખાલા રહેશો ઉચીત થાશે મનજી ॥ પાલખીએ બેસસે
મહા પ્રભુ શ્રી ગોકુલેશ મહારાજજી॥૧૮॥ તેણે વિચાર્યું મહારાજનું
સાંભળીએ છે નામજી ॥ તે ધણી હજુર પ્રગટ રાખો તો રહીએ કરી
મન ધરીયજી ॥૧૯॥ પછે આવ્યા ભાઈ રતનજી પીતે કહ્યું સર્વ
વૃત્તાંતજી ॥ સમાધાન સું પુછ ઉત્તર દીધો નીકી ભાંત્યજી॥૨૦॥ સંગે લઈ
મંદીર માંહાં આવ્યા જયાંહાં બેઠા વ્રજ ભુપજી॥ ભક્ત મંડલી મધ્ય

॥૩॥ બીરાજતાં શોભા સકલ અનુપજી ॥૨૧॥ વિનતી કીધી ભોઈ દક્ષીણી આવ્યા છે
અહીંજી ॥ પાલખીએ બેસશો રાજ એમ ધરી આશા મન માંહીંજી ॥૨૨॥
કરુણા ત્યારે કરુણા કરી પૂછયું વચન તૈલંગી ભાંખ્યાજી ॥ બોલ્યા તેહ બોલીમાંહીં
અહમો ધરી આવ્યા છું આશાજી ॥૨૩॥ ઇહાં કોણ પાલખી બેસત હે કહ્યું
પ્રભુજીએ એહજી ॥ સુણી કરી દંડવત કૃતાર્થ થઈને વળીઆ તેહજી ॥૨૪॥
ગૌતન એ કૌતક દેખાડયું કરવા વૃદ્ધિ ભાવજી ॥ ભક્ત તણું મન પોતાને
વશ ખેચર વશ જેમ નાવજી ॥૨૫॥ ભાવ બલે ભક્તએ વિચાર્યું ભોઈ રહે
તેમ કીજેજી ॥ ઈચ્છા પ્રભુની એ થશે સહુ ભોઈને જાવા ન દીજેજી ॥૨૬॥
ભાવે જઈ પોતાના
તેની મનુહાર કરીને આણ્યાજી ॥ હાથ હમારે છે એ પ્રભુ તમો લેહેના નથી
અજાણ્યાજી ॥૨૭॥ સમાધાન કરીને ભક્ત તે ફરી મંદીર માંહે આવ્યાજી ॥
ભાગ્યવાન ભારત ભર્યા રહ્યા તે જોઈને મન ભાવ્યાજી ॥૨૮॥ મૈંકૈંતૈં મૈંડૌં મૈંઘૈં
બૈરાંજતાં અતી પ્રસન્ન મન માંહીં થયા માંહે સુવાથી કુલજી ॥ ભર્યા મનોરથ

સુ શ્રી મુખ નીરખી તે રહી અનુકુલજી ॥૨૯॥ અતિ ઉમંગ્યાં તન આતુરતાએ તત્ક્ષણું
એ વિચાર્યુંજી ॥ ઇચ્છાએ વાહાલીજીએ હવે નિશ્ચયે કાજ સુધાર્યુંજી ॥૩૦॥
સ્નેહ ભરે આકુલા મન મોહનભાઈ નહીં આંહીંજી ॥ વાંચ્છીત પ્રભુજીએ
કીધુ તે લખીએ સહુએ ત્યાંહીંજી ॥૩૧॥ વેગે પત્ર લખ્યું પ્રેમસું મલી સ્વકીય
સહુ સાથજી ॥ જે અંગીકાર ભાગ્ય તહમારાનો કીધો છે નાથજી ॥૩૨॥ ઇચ્છા
પ્રભુજી તણી એહને કહેવા શક્ય ન કોયેજી ॥ ભોઈ દક્ષીણી આવ્યા છે
યહાં મનોરથ ધરતા લોયેજી ॥૩૩॥ જે ઉદ્દેશ વિચાર્યો તે યહાં થઈ આવ્યો
છે સિધ્ધજી ॥ વિણ આયાસ પહેલે આવી ભાવ સ્વરૂપી નિધ્ધજી
॥૩૪॥ મનોરથ ઘણા દિવસનો ભોગ તે આવી સર્વે મલ્યોજી ॥ પ્રબલ
ભાગ્ય તમારેથી તે ભાવ સહુનો ફલ્યોજી ॥૩૫॥ દિવસ પાંચ છ માંહે
સુખનીધી શ્રીજી દ્વાર પધારેજી ॥ મહુરત મંગલ રૂપ સ્વતઃથી મન
માંહે નિરધારેજી ॥૩૬॥ તેહ દિવસ ઉપર આવી પ્રીયને પાલખીએ બેસાડેજી ॥

સંજોગ પ્રીયને સુખની સુખશાતા તેહ દેખાડીજી ॥૩૭॥ આપ્યું પત્ર લેઈ
આવ્યો આગ્રોજઈ પોહોતા તેહજી ॥ ભાગ્ય શાલને આપ્યું પત્ર હરખે કરી
વધાઈએજી ॥૩૮॥ વાંચે જેમ જેમ પત્ર વધાઈનું ફુલતે અંગ ન માયેજી ॥
વાંછીત ઈચ્છા પુરણ મનની મનમાંહે ન સમાયેજી ॥૩૯॥ ઉપરેણો
વધાઈઆને તે પ્રેમસુ આપ્યોજી ॥ આતુરતા પ્રગટ થઈ ભાવે સ્નેહ નવ
વ્યાપોજી ॥૪૦॥ તે ક્યારું જઈ શ્રી મુખ સુખ નીરખું મન માંહે એમ
જાણ્યુંજી ॥ શ્રી કૃપાનાથ પોતા સરખુ સહુ કરે તે કેમ વખાણુંજી.
॥૪૧॥ દીન ભાવે પોતે પોતાના મનમાંહે એમ ભાખેજી ॥ સ્નેહે સાત્વીક
સામર્થ પ્રભુ ઉપર એમ રાખેજી ॥૪૨॥ લખ્યું પત્ર થઈ ઉત્કર્ષ પ્રીયનું
ભાગવદીયને પ્રેમેજી ॥ મહેર કૃપાએ જે ફુલ તે ફુલનું ફલ પામ્યું એહજી.
॥૪૩॥ તેમ કરવું તમો જેમ એહ મનોરથ પુરણ થાયજી ॥ મન શોધે વહેવાર
અર્થ તદ્યથી મે ન અવાયેજી ॥૪૪॥ પ્રસન્નતા વિશ્રાંત દીનતાએ તે બહું

॥૪॥ પ્રકારજી॥ લખી મોકલ્યું પત્ર માંહે તે કરી સર્વ વિસ્તારજી॥૪૫॥ પત્રી આવ્યું
પત્ર સુણીને મલીયો આવ્યો સહું સમાજજી॥ હરખે કહ્યું હવે તે એહ
સરાડે ચઢ્યો કાજજી॥૪૬॥ વાંચે જેમ જેમ તેમ તેમ વાધીયો સત ગણો
ઉત્સાહજી॥ કરે વિચાર સહુ કોઈ તે કુલ માંહ માંહેજી॥૪૭॥ તેટ દિવસ
તે સમે તેટ ફાગણું કેઈ પેરે આવેજી॥ ઉપજ્યું એ આતુરતા પુરણ મનને પુરણ
ભાવેજી॥૪૮॥ ભક્ત વાછ લ્યે ભક્ત સહુની આતુરતાએ જાણીજી॥
મુહુરત લીધુ વેગે કરી તે કરુણા અતીસે આણીજી॥૪૯॥ સંવત સોળસે
અઠોતર વસંતને ફાગુણ માસજી॥ સુક્લ પક્ષ પંચમી તણો દીન શુભ
નક્ષત્ર શુભ સારજી॥૫૦॥ દિવસ એક આગમ ભક્તે સાંભલી એ વાતજી॥
પ્રગટ થયો ઉચ્છાહ સહુ કોને મન માંહે ન સમાતજી॥૫૧॥

ઇતિ શ્રી પાલખી સુખદ॥ બીજુ સંપૂર્ણમ.॥

પાલખી

સુખદ

ત્રીજુ

Scanned by TapScanner

# પાલખીના સુખદ ॥૩॥

॥૧॥ ॥શ્રી ગોકુલેશો જયતિ॥ અથ શ્રી પાલખીનુ સુખદ ત્રીજું
લખીયે છીએ॥ રાગ: જાત્ય: માલવ॥ બને રાસ મંડલનું॥ હીંડોલો
નવ રંગ્યો સજની જયારે ઝુલે શ્રી વાલ્લભલાલ॥

॥ થયું પ્રાત મહુરત દીન સહુકો મંદીર આવેજી॥ બાલ વૃધ્ધ તરૂણ
ઉચ્છાહ જોબન મન અતી ભાવેજી॥૧॥ આનંદ ભર્યું મુખારવિંદ પ્રેમે
આતુર થઈ જોયેજી॥ શોભા અંગ અંગ નીરખી રસ પાન કરે સહું
કોયેજી॥૨॥ પધારવુ તે અતિ પ્રસન્ન પ્રભુ સુંદરતાનુ રૂપજી॥ ભકત
ભાવ પ્રફુલ્લીત અંતર છબી રાજે કોટી અનૂપજી॥૩॥ હસી વિકસિત મુખ
વચન ઉચર્યાં સાજ સવૈ સિધ્ધ કરનોજી॥ આગ્યા થઈ સજે સાત્યાની
સાથ તેહ છે ધરનોજી॥૪॥ સેવા રસોઈ પ્રભુની રૂચીસું જેહના છેઅ
ભોગજી॥ સુણી પ્રસન્નતા સું લહ્યું પોતે કરે કાજ અતિ વેગજી॥૫॥
ભકત મનોરથ સુ મનમાંહે ધરે અતિ ઉચ્છાહજી॥ વિનતી કરી સાજ



॥૬॥

પાલખી તત્પર કીધાનો ચાહુજી ॥૬॥ પ્રભુ હીત ગર્વિતથી એણી પેરે તે
કરે વિચારજી ॥ સહુય અને અતી સમે નીકર આતુરતાનો નહી પારજી.
॥૭॥ અન્યોઅન્ય પ્રસન્નતાએ સઘલે થયું પ્રકાશજી ॥ જેહ સુણે તે
એહ સુખ જોવા અધિક ઉત્સાહજી ॥૮॥ મંદીરમાં લઈ બેરી બાલક
સહુકોએ જાણ્યુંજી ॥ રાયજીએ સાંભળી વિચારે એણી પેરે મન
આણ્યુંજી ॥૯॥ એ કોણ વિચાર ઉપાય કીધો અસુર તણું રાજજી ॥
તે માટે કહું છું નિશ્ચય કરી થાશે નહી એ કાજજી ॥૧૦॥ કહે પાલખી
કોણ ઉઠાવે કોસું એવું વિચાર્યુંજી ॥ કહ્યું અમો એ નથી જાણતા કરી
પેરે નિરધાર્યુંજી ॥૧૧॥ ભાઈ રતનજીએ કહ્યું ભોઈ દક્ષીણી આવ્યા
અહીંજી ॥ તે કેટલા એક દિવસથી રાખ્યા છે મનોરથ ધરી મન
પ્રશ્ન માંહ્યજી ॥૧૨॥ એ પ્રસન પરોક્ષત થયે તે ભક્તોએ નવી જાણ્યુંજી ॥
પોતાના ઉઘાડા ભર્યા તે નિશ્ચે કરી પ્રમાણ્યુંજી ॥૧૩॥ આવ્યા અધિકારીજી

॥૨॥ પાસે કહ્યું કરવું એ કાજજી ॥ પ્રભુજીને વિનતિ કરી પાલખીએ બેસાડીએ
આજજી ॥૧૩॥ કહેત મારે મનોરથ મનના પુરણ કરશો તેહજી ॥ જોગ સહુ સંજોગે
આવી મલ્યા છે તે એહજી ॥૧૪॥ કહ્યું પહેલાં રાયજીને વિનતી કરી રાખો તમો
સહીયજી ॥ તેહોને મન આવ્યા વિણ એ વિનતી કેમ જાયે કહીયજી ॥૧૬॥
સમે રાજભોગ ભીતરથી જાણ્યું બાહીર આવ્યાજી ॥ વેગે જઈ કરી
વિશખી પ્રકાર સહું જણાવ્યાજી ॥૧૭॥ ભોઈ સિદ્ધ પાલખી સિદ્ધ છે
પ્રભુને વિનતી કરીએજી ॥ મનોરથ પણ [illegible] મન તે પ્રસન્ન
ચીત્ત [illegible] એજી ॥૧૮॥ મર્યાદા ભય કરી દેખાડયો એ વિનતી નવ
થાએજી ॥ પ્રથમ સાંભળ્યું છે એ પણ પાલખીએ નહી બેસાડીએજી.
॥૧૯॥ થયો ભોજનનો સમે પધારવા તેણી વારજી ॥ તે જગમોહનમાં થઈ
પધાર્યા સુંદર વર સુકુમારજી ॥૨૦॥ વલી જલ ઘરમાં સંગે જઈ કહ્યું
તે વારંવારજી ॥ મોન્ય નહી થયો વ્યાકુલ કહે કરીએ કોન પ્રકારજી ॥૨૧॥

 ॥૪॥

અતી આતુર ચીંતાતુર એણી પેરે આવી ઘેર મલી બેઠાજી ॥ ભાવ
પ્રબલ જે ઈચ્છા બલ મન નેહજી ॥૨૨॥ ભોજનને બેઠા વાહાલો જ્યાંહાં
કહીને એમ જાણીયુંજી ॥ પાલખીએ બેસવું છે રાજ સહું કહેવા મુને
આવ્યુંજી ॥૨૩॥ સુણતાં માત્ર ફુલ લેઈ ઉઠયાં વરજો જે કહેતાસુજી ॥ હું
હબકું પાલખી ન બેઠું કો કહે નહીએ મોસુજી ॥૨૪॥ ભાગવદીએ આતુરતા
એ મન પહેલાં એમ વિચાર્યુંજી ॥ શો ઉપાય કરીએ જેહે એ થાયે
કાજ માહારૂજી ॥૨૫॥ પરોક્ષે ઉદ્યમ કરી રાયજીને કહેવરાવ્યું એહજી ॥
થાલેથી ઉઠી આવ્યા સાંભલી ચીત્ત આવ્યું તેહજી ॥૨૬॥ વેગે કહ્યું ઘેર
એહી જઈ કહો કરે સિદ્ધ સાજજી ॥ વિનતી ઠાકોરને કરે શું સુખપાલે
બેસસે આજજી ॥૨૭॥ તત્ક્ષણું આવી કહી વધાઈ ભક્ત રાજને ઘેરજી ॥
સુણી હરખે અતીશે પ્રફુલ્લીત થયાં ઉઠયા માહાસુખ ભેરજી ॥૨૮॥ આવ્યા
રતનજી પાસે વિનતી કરી વિજ્ઞાતજી ॥ માગ્યું આપો આજ તમો એમ

॥૩॥ કહે તે જાર આરતજી ॥૨૯॥ મનસા વાચાએ કરી મૂક્યું શીશ તે એહને
પાયેજી ॥ રૂડી તમારા રહેશું એમ કહ્યું તે આતુરતાએજી ॥૩૦॥ કૃપાપાત્ર
નીજ મણી શ્રીજીએ જાણી મન એ વાતજી ॥ આરંક્ષીત થઈ આવ્યું વચન
તો હરખ ન રૂદે સમાતજી ॥૩૧॥ મે કર્યું સર્વથી એ તે સુણી થયું
નિશ્ચે મનજી ॥ કહો પાલખી સિધ્ધ કરી અવશ્ય કહ્યું થયા પ્રસન્નજી
॥૩૨॥ વૈષ્ણવ દોડી ગયા સઘ પાલખી વેગ સિધ્ધ થાયજી ॥ પ્રાણીમાત્ર
સહું કો ઉત્સાહએ આનંદ અંગ ન માયજી ॥૩૩॥ ત્યાંથી મોહસું મંદીર
માંહી આવ્યા તેડી સંગજી ॥ ભોજન કરીય પોઢાયાંને સજે જોઈ
પ્રફુલ્લીત અંગજી ॥૩૪॥ તત્ક્ષણું પાઓ ધાર્યા તે રસિકવર સુંદર ગોકુલ
ભુપજી ॥ ગલી સકલ શોભાભર દીસે મંગલ મંગલ રૂપજી ॥૩૫॥ સુંદર
મનોહર શોભાભર લટકની તે ચાલે ચાલજી ॥ તીલક ભાલ ઉરમાલ લસીત
તો દીસે પરમ રસાલજી ॥૩૬॥ શ્રી મુખ મુસકની પરમ રસીલી અધરરસ

રંગુન શોભેજી॥ શોભા શું કહું અંગ સકલ નીરખી નીરખી મન મોહેજી
॥૩૭॥ પહેરી ધોતી ફટી રાજે ઉપરેણો શોભે હમેલજી॥ વચન માધુરી વૃષ્ટિ
અનુપમ કરે અમીત રસ રેલજી॥૩૮॥ ભક્ત જુથ મધ્ય લાલ રૂકમણી સોહે
પુરણ કામજી॥ કૃપા સીતવની રસીક રસીલી જન મન અભીમન રામજી॥૩૯॥
ચોક માંહે આવીને ગરુડે સ્થલે પાઓ ધાર્યા નાથજી॥ જય જયકાર કરે
ઉભા રહ્યા ભક્ત મંડલી સાથજી॥૪૦॥ વીરોરે બ્રુમ્હે સંગ જઈને વિનતી
કીધી એહજી॥ રાજને બેસવું છું પાલખીએ સુંણી ચીંતન ધર્યું તેહજી
॥૪૧॥ કહ્યું તું જનત હે મોહું કબહું નહી તાએજી॥ રોષ ભર્યા બોલ્યા પોતે
મે પાલખી બેઠો ન જાયજી॥૪૨॥ ઠાકુર મારાએ ન તુમ્હારે નાતે કહું શું
થાયેજી॥ હું બેસાડીશ એણી પેરે તે કરી કર હું ઠાકાએજી॥૪૩॥ આગ્રહ દેખી
મન આણી પ્રભુએ નરમાઈ અત્યજી॥ સૌ પાલખી કોણ ઉઠાવેશે એમ કહે
તે સુખ અપાર સત્યજી॥૪૪॥ વિનતી કીધી ભાઈ રૂક્ષ્મણી છે તે લેશે રાયજી॥

॥૪॥ પોતે કહ્યું ન લાવે ના તે ફરી આવ્યા માહારાજજી ॥૪૫॥ ઉનકું કહ્યું દીયો સહીયેગો બોલ્યા પરમ ઉદારજી ॥ મારા ઠાકોર હું આપીશ રાજનો છે અખિલ ભંડારજી ॥૪૬॥ જાનો સો કરીએ વચન ઉચર્યા થઈ અગ્રપાલજી ॥ આગ્યા લઈ પ્રસન્ન થઈ અને ફરી આવ્યા તત્કાલજી ॥૪૭॥ ભક્ત હેત ઈચ્છા પુરણ પ્રભુ કરણ સકલ સામર્થજી ॥ કૃપાનીધાને કેવલ કરુણા નીજ સેવક કરે અર્થજી ॥૪૮॥ આરત્ય તત્પર આતુરતાએ જે સ્નેહ માર્ગ રીતજી ॥ ભક્ત રુદે સ્થાપિત કરવાને એણી પેરે પુરણ પ્રીતજી ॥૪૯॥ પ્રભુસું જેહ પ્રસંગ થયો ત્યાંહું તેહ જણાવ્યો સર્વજી ॥ ભક્ત વાત્સલ્ય ઈચ્છા બલ શું રાખ્યો ભક્તનો ગર્વજી ॥૫૦॥

॥ઈતી શ્રી પાલખાનું સુખદ ત્રીજુ સંપૂર્ણમ ॥

॥૧॥ ॥શ્રી ગોકુલેશો પાલખી સુખદ ॥ રોધું ॥ જયતિ॥

અથ પાલખીનું સુખદ રોધું લખાયે છે ॥ રાગ: આશાવરી.

જાત્ય: ધમારથી છબીલે હો લલના ॥

॥શ્રી વલ્લભ વલ્લભ સદા મન વાંચ્છીત પુરણ કામ॥ કૃપારૂપ આનંદને
સુખદાતા સુખનું ધામ॥૧॥ કૃત્યપ કૃત્ય સામર્થ જે તે ધર્યું ભક્ત હેત નામ॥
ભક્ત ભાવ ભાવે ઘણું નીજ ભક્ત તણા વિશ્રામ॥ વિનતી માની સુખપાલની
તે સાંભલ્યું ઠામે ઠામ ॥૨॥ ઉલટી આવ્યું અતી હરખસુ સઘલું શ્રી ગોકુલ
ગામ॥ સાથે સહુ કોઈ ચાલવા વેગે કરી તત્પર થાય ॥૩॥ સાથે સહુ કોઈ ચાલવા
વેગે કરી તત્પર થાયે॥ શ્રી જમુનાજી આગલ ઘડી ઉતરતા હરખ ન માએ॥ ૪॥
કોઈ પ્રસાદી લઈ ઉઠયું કોઈ અધવસ ઉઠયું તેમ॥ કોઈ સિધ્ધ રસોઈ મુકીને
આતુર થઈ ચાલ્યું એમ॥ ૫॥ ભાગ્યવાન ના સાથમાં કોણે લીધો નહી પ્રસાદ॥
ભુખ તરસ જાણી નહી અતી ઉછાહાનો ઉન્માદ ॥૬॥ વાહુણી ઘોડા વૈષ્ણવ

સહુ ઉતરી રહે તે પાર॥ શક્ય અશક્ય તરૂણ જોબન વૃધ્ધ બાલક સકલ
નરનાર॥૭॥ સ્થલ ગડુએથી પોધારીઆ પ્રીય વલ્લભજીવન પ્રાણ॥ ચરણ કમલ
ક્ષાલન કરી ઉઠયા અતી સુખ પરમ સુજાણ॥૮॥ આવ્યા શોભીતા શોભાભરે
બેઠા સેજ બીછાવી જયાં હું॥ રાધજુ સંગે લાલજી આવી સન્મુખ બેઠા
ત્યાં હું॥૯॥ બીડું પ્રભુ આગલ ધર્યું આરોગ્યા શ્રી ગોકુલ ભુપ॥ કરકમલ કોશ
કરીને ગ્રહયું તે શોભા તેહજ રૂપ.॥૧૦॥ મુખ સરોજ વિકસિત કરી કરકમલ
કોશ મધ્ય તેહ॥ પ્રફુલ્લીત મુદીત થયું મુદીત પ્રફુલ્લીત થયું એહ॥૧૧॥ સમરસ
વાક્ય ન શક્ય એ અનુભવીય તણી જે ભાવ॥ એ રસ સમુદ્ર પ્રવેશને
વલ્લભ સ્નેહ રૂપાયું નામ॥૧૨॥ [illegible] એક રહીને માગીયો વાગો તે પેહેરવા
કાજ॥ ત્યાં હું ભકતે મનોરથ કરું ધર્યો પહેરામણી કેરો સાજ॥૧૩॥ પ્રથમ પાગ
તનસુખ તણી આપી શીકર માંહું તેહ॥ અંબોડો છોડી ફરી બાંધે ભક્ત
તણો અતી સ્નેહ॥૧૪॥ કર અંબુજ માંહે ગ્રહયા અતી સરલા પાતલા કેશ॥

॥૨॥ દીસે પરમ સોહામણુ॥ ભર સુંદર સરસ સુદેશ॥૨૫॥ પેચ પેચ પર ચાલતાંહું
શોભા પેચે લપટાયે॥ આભા મધ્ય શોભા રહી તે શોભા ન્હીય ન જાએ
॥૨૬॥ પેચ લાલ તે પાઘ પર નીરખી નીરખી શોભા મન મોહે॥ અતલસ
સોનેરી છાપાની પેહેરી કબાય અતી સોહે॥૨૭॥ ભાલ તીલક કેસરતણું
રેખ અનુપ મધ્ય શ્યામ॥ મુખારવિંદની કાંતિ તે ઝળકે અતિ પુરણ કામ.
॥૨૮॥ એ મુખ માંહ્યાં રસ બોડી મુકે તે અધર રસ રંગ પુર॥ રેખા પીક
રસે ભરી અંકુર આગમ રસ સુર॥૨૯॥ લાવણ્યામૃત માધુરી કરે ભક્ત
નીરંતર રહી પાન॥ પરમાનંદ સ્વરૂપનું ઉદાર એ અદેય દાન॥૩૦॥ ઘડી એક
સેજ્યા ઉપર બેઠા સુંદર વર શ્રેષ્ઠ॥ નવ દુલહ વલ્લભ સોહે જો એ ભક્ત
સ્વરૂપ નેષ્ટ॥૩૧॥ મોહે જો મન સ્થીર હોયે મન મગ્ન થયું રસ માંહ્યાં॥
આનંદ પ્રીય સ્વરૂપથી આનંદ પ્રસર્યો જ્યાંહાં ત્યાંહાં॥૩૨॥ મુખ આદે અંગ
અંગ રસ ભર્યા પુરીત કામ નિશંક॥ કુમકુ એક રહીને ઉઠીયા કરી સંધ્યા

મનોહર રંડ ॥૨૩॥ રાયજી આગલ ઉભા રહ્યા કરમાંહે પુષ્પની માલ ॥ પરેરાવ
શ્રી કંઠમાંહાં તે દીસે પરમ રસાલ ॥૨૪॥ નમસ્કાર નમણે કરી ચરણારવિંદે
ધરીયું શીષ ॥ કૃષ્ણ નામ શ્રી મુખે કહ્યું એ પુત્ર તાવે આશિષ ॥૨૫॥
છોટી પાલખી સિધ્ધ કરી આણી રાખી સિંઘદ્વાર ॥ મંદિરથી
શ્રી યમુનાજી લગી એ ભીડ તણો નહી પાર ॥૨૬॥ વિજય કરે મંદિર
થકી રસીકેશ્વર પરમ ઉદાર ॥ લટકે લટકની ચાલ સું આવ્યા ત્યાંહાં
પ્રાણ આધાર ॥૨૭॥ છોટી પાલખી સિધ્ધ ત્યાંહાં બેસી પધાર્યા
નાથ ॥ ચાલો ચાલો કહી કહી આગલ થાએ સહુ સાથ ॥૨૮॥
ડગ ભરવા કોઈને નહી સ્થલ ભીડ ઘણી સમ્રધ ॥ ચાલેને ફરી
જુએ શ્રી મુખ શોભા રસ વ્રધ્ધ ॥૨૯॥ રતન ચોકમાંહાં સિધ્ધ
કરી રાખી શૃંગારી સુખપાલ ॥ ઠોર ઠોર ઉભા સહું જોવા સુખ
પરમ રસાલ ॥૩૦॥ સુખપાલ લઈ ઉભા રહ્યા ભોઈ તુરા શીશ પર

॥૩॥ સોહે॥ પોધારે વેગે પ્રભુ જોઈ હરખે મનડાં મોહે॥૩૧॥ છોટી પાલખીથી
સુખપાલ માંહાં બેઠા શ્રી વલ્લભ રાજ॥ બોહો દીશાથી જય જય હોએ
કહે જે જે જે જે શ્રી માહારાજ॥૩૨॥ વિજય તિલક મંગલ કર્યું ત્યાં
ગંગા અતી મન રંગ॥ ભેટ ધરી આગલ રહયાં મનોરથ સુ પ્રફુલીત
અંગ॥૩૩॥ નોછાવરી આપી ભોઈને વારી શ્રી પ્રભુજી ઉપર એ॥
ભામરડાં લેઈ ભામીની તે આશિષ દે રસભર એ॥૩૪॥ સુખપાલ
ચલાવે અહીં પકી વીંટી ભકત જુથ સુ સોએ॥ આગલ પાછલ ઓર
બેહુ નીરખી હરખે સહું કોએ॥૩૫॥ શ્રી જમુનાજી તીર પોધારીઆ સોહે
અતી પુલીન સુદેશ.॥ પાલખી તે રાખી ત્યાંહાં બેઠા રાજે સુંદર વેશ
॥૩૬॥ અત્રાસન વાલ્યુ તે છબી નવી હસી હસી કરે વાત રસાલ॥
અનુભવ તે સહું કો કરે નહીં કોહોને આપું સંભાલ॥૩૭॥ સુખપાલસહિત
પોધારીઆ આવ્યું તીરે નૌકર તે નાવ॥ આનંદ રૂપ સ્વરૂપને સહું જુએ

જુજુવે ભાવ ॥૩૮। સાધે ભક્ત સૌભાગીઆ તે કરે ધવલ રસ ગાન ॥
કો કવીત ભણે સરસુ કો એ પદ વસંત રતી માન ॥૩૯॥ ગાયે ધુમાલ કો
ભાવસું તે આપાપણે રંગ ॥ સાંભલતાં દીસે ઘણી શોભા તે સકલ
કી અંગ ॥૪૦॥ રૂપ જુએ કોડે ભર્યા કો કરે માધુરી પાન વાત કરે
જેહસું પ્રભુ વેગે પોહોંચે પાર ॥ આરત ઉછાહે ભર્યા તે કરે અનેક વિચાર.
॥૪૨॥ કો સુખ ઇચ્છે મારગ તણું કો કહે વેગ પહોંચાયે ॥ કો કહે
સર્વસ્વ સમર્પીએ વાંછીત ફલ પુરણ થાયે ॥૪૩॥ કો કહે આજ તે
અમ તણાં નહી મીચે ભાગ્ય સમતોલ ॥ ગીણે નહી કોઈને તે કો
બોલે મત થયા એમ બોલ ॥૪૪॥ ભાવ અનંત પ્રકારના જેહોને મન
આવે જેહ ॥ વિચાર મનોરથ શું કરે મન આપાપણે નેહ ॥૪૫॥ ચાલી
ન શક્યા ભક્ત જેહ નીરખે ઉભા રહ્યા તીર ॥ ભાગ્યવાસના ભક્તનાં
જોઈ નયણે ઢાલે નીર ॥૪૬॥ ચકીત દિગમુઢ તે થઈ રહ્યાં એ ભાવ

।૪।। વિચારે મન।। વેગ ફરી આવે યહાં વાહાલાજી પ્રાણજીવન ।।૪૭।।
રહ્યાં અનેક પ્રકારનાં ભક્ત તેએ અનુભવેક વૈદ્ય।। પુષ્ટ પુષ્ટ મર્યાદાનાં
અગણીત તે માંહીં તેધ।।૪૮।। વિરહ સંયોગ એ રસ બેહુનો અનુભવ
એણી પેરે થાય।।એરીત્ર વિચીત્ર પ્રભુ તણાં એ કોણી કહ્યાં ન જાય
।।૪૯।।આગલથી ઉતરી રહ્યાં આવ્યા સાજી તીરે તેહ।।જેમ જેમ
નાવ નીકટ આવે ફુલે નીરખે એહ।।૫૦।।માહાસુખ પાલે બેઠા આવી
પાર પોહોતા નાથ।। નોછાવરી આપી મલાહને મલ્યાં સહુ એ એકઠો
સાથ ।।૫૧।।

।। ઈતી શ્રી પાલખીનાં સુખદ ।। સોધુ ।। સંપૂર્ણમ।।

॥ પાલખીનાં સુખદ ॥૫॥

॥શ્રી ગોકુલેશો જયતિ॥ અથ સુખદ પાંચમું લખીયે છે॥ રાગઃ કલ્યાણ
॥જાત્ય॥ શ્રી રસીકરસના દશમા માંગલ્યનું॥ એક સમે ભોજન કરી
વાહાલો કુંવર ભાવ વિચાર્યજી॥

॥ નાવેથી પાલખીએ બેઠા ક્રિયો માહારાજજી॥ આગલ પાછલ
ભક્ત અને બેહુ પાસ ભક્ત સમાજજી॥૧॥ આવ્યા ત્યાંહાં ચલાવી
વાહાલે બરીક પાસે જે વૃક્ષજી॥ રાખી ત્યાંહાં સુખપાલ રૂપ
પ્રીય જોવા લાગ્યો લક્ષજી॥૨॥ છાહ્યા વૃક્ષ તણી સુંદર શોભા સ્થલ
કહીય ન જાયજી॥ ભક્ત મંડલી મધ્ય પ્રભુજી રહ્યા તે સહુ મન
લોભાયજી॥૩॥ સુંદર અતીશે દીસે તે સુખ પાલ તણા શૃંગારજી॥
મીત્ર સોનેરી વિચીત્ર વાસ સુનેરી સોહે સારજી॥૪॥ બીછાવણાં કોમલ
બીછાવ્યાં મખમલનાં તે ત્યાંહાંજી॥ તકીયો મખમલ ઝાંબે કુંદણાં સોહે



૫૨૬૫

છે તે માંહેજી ॥૫॥ આસપાસ છોય તકીયા ગીરદા રાખ્યા બેહુ ઓરજી ॥
માંગ મખમલી ગાદી સુંદર કુસણ પાટીની દોરજી ॥૬॥ ઝુંમક ફુદણું
બાંધ્યું પચરંગ રંગ મફુતુલજી ॥ શ્રી કર ગ્રહે શોભા રાજે અતી
તેહની કો સમ તોલજી ॥૭॥ છત્રી મખમલ હોજ હાંસીઆ રેશમની કીનાર
જી ॥ કરે વાજે કુરતીય ફરહરે શોભા તેહ અપારજી ॥૮॥ બેઠા માંહે
બીરાજે વાહાલો સૌભાગ્ય સુંદર રૂપજી ॥ પછે ફાણું ફાણું સબ
કોઈ હોએ વચન એહ તે અનુપજી ॥૯॥ ભક્ત નીકરવતી દે ઉત્તર
કહું કહીએ માહારાજજી ॥ રથ વાહીણી ઘોડા આવ્યા ઉતર્યો સઘલો
સાજજી ॥૧૦॥ એમ કરતાં કરતાં આવી પોહોચ્યું તે વેગે સહુઅજી ॥
સૃષ્ટી અલૌકીક સાથ સમાજ સ્વકીય મલ્યા તે બહુઅજી ॥૧૧॥ વિનતી
પ્રાણનાથજી આગલ કીધી તત્ક્ષણું તેહજી ॥ વેગ બોલ્યા એ કહી રતનજી
સો સબે તુમ એહજી ॥૧૨॥ વાહીણીમાંહે સબ સમાજ સબકી કરો નીકે

॥ ૨૫ બેઠા યોજી॥ કરુણાકર એ વચન ઉચર્યા સુણી મંન થયી ઉમાહીજી॥૧૩॥
બેઠા રે સહુંને સમાન કરી મલતી મલતી પાંત્યજી॥ કો કહે અમો ન બેસું
એમ એ ચાલ્યાની મન આંત્યજી॥૧૪॥ જાણો પાલખી એથી અલગા
રહીયે નહી પલ લગારજી॥શ્રી મુખ માધુરી નીરખુ મનમાં એહ અનુપ
વિચારજી॥૧૫॥ એ મોહ્યા મોહન રૂપે ડગ ભરી શકે નહી કોયેજી॥
ચાલે ને વલી પ્રતિક્ષણું પાછું ફરી ફરીને જુએજી॥૧૬॥ ચાલો ચાલો
થઈ રહ્યું તે સઘલે ઠામજી॥ આપાપણે મલતે મલતે તેડે લેઈ લેઈ
નામજી॥૧૭॥ જુથ જુથ ચાલ્યા જાયે રલિ રલિ થઈ હારજી॥ આગલ રથ
શોભીત પાછલ વાહીણીની લાગી લહારજી॥૧૮॥ મોહોરી સંગામ
ઘોડીને વલી બાંધી ઘુંઘર માલજી॥ ઝંકાર બંધ ધમધમે શબ્દ
સહું શોભીત પરમ રસાલજી॥૧૯॥ છત્રી એ ચામર ફરતી તે સહુના
નવનવા રંગજી॥ બેઠા માંહે સૌભાગ્ય ભકત ને આનંદ ઉમંગે અંગજી॥૨૦॥

એણી પેરે ચાલ્યો સાથ સર્વ તે માર્ગ અતીશે સોહેજી॥ સ્નેહભાવ પ્રસંગે
હરખી મનમાંહે મંગલ હોયેજી॥૨૧॥ પછી અધીકારીજીએ પ્રભુ આગલ
વિનતી કીધી એહજી॥મહારાજ મેં સર્વ ચલાવી આગલ કીધું તેહજી
॥૨૨॥ સાંભલી વાહલો મોહે મનમાંહી અતીસે થયા પ્રસન્નજી॥તો
અબ કહાં વિલંબ પ્રેમ માધુરીએ કહ્યું વચનજી॥૨૩॥ કરી જલપાન
આરોગ્યા બીડું લઈ ચુનો સંગ બરાસજી॥શોભા છબી શ્રી મુખ
નીરખે જે ભક્ત સૌભાગીઓ સંગજી॥૨૪॥ ભક્ત નીકટવર્તી હરખે
ભર્યા તુલ્ય તે અંગ ન માયેજી॥ ફેંટા કસબી બાંધ્યા શીશે
ચાલવાને તત્પર થાએજી॥૨૫॥ લીધો સાજ આપાપણી સેવાનો સઘલો
સંગજી॥ પ્રબલ ભાવ પ્રેમસુ સિધ્ધ થયો તે ધરી ઉમંગજી॥૨૬॥ખરીક પરીય
વિજય કરી શ્રી ગોકુલકેરી રાયજી॥ભક્ત જે સાથે રહ્યા તે આનંદભેર ન
માયજી॥૨૭॥મનોરથ મહા મોદે કરી તે આગલ આગલ ચાલેજી॥ઈચ્છાએ

॥૩॥ ઉભા રહીરહી શ્રીમુખ આવી નિહાલેજી॥રત્નાનીરખતી શુખપાલસુ ચાલે બેઉં
પાસે લાગેજી॥મુકી કર માંહે ઝાલી રાખે તે દીસે પરમ સોભાગીજી॥૨૯॥ ભાઈ અતી
ચોપે કરીને ચાલે ચાલ સુખાલીજી॥ રતનનું જતન હું હું કહી કહી બોલે બોલ
સોહાલીજી॥૩૦॥ ભાઈજી કહે ભાઈ માહારાજના એણી પેરે સુર વધારેજી॥ પુછે
સમાચાર પ્રભુજી તેહને દે ઉત્તર તે સુધારેજી॥૩૧॥ પ્રભુ પ્રસન્ન દેખી નીજ
ભક્ત તે થાયે માહારસ મત્તજી॥ નોછાવરી આપે ભાઈને આપાપણી
વિત્તજી॥૩૨॥ આપે તો કોઈ પરમ ઉત્તમ કોઈ આપે અગણિત દ્રવ્યજી॥
સ્ત્રીજન આપે ભૂષણ ભાવે કરી તે રસ અનુભવીજી॥૩૩॥ કોઈ ગરબો ગોપાલ-
-દાસની વિનતીનું એહ વચનજી॥ પોતે થી કરુણાલ થઈ પુરી આશા અમ
તણી મનજી॥૩૪॥ આગલથી આવ્યા તે જોઈ રહી રહી ઉભા ધીરજી॥ કહે
શ્રી માહારાજ પધારે આગલ ધીરજી॥૩૫॥ થોડે થોડે મતી મતા જુએ જેમ
દ્વુતીઆ કેરો ચંદજી॥ હાંજી કહે નિશ્ચે એહવો સુખનીધી આનંદ કંદજી॥૩૬॥

તેટલે માહા પરમ ધન આવ્યા પીપ્પર નગરૂ ગામજી ॥ રાખ્યા ત્યાંહાં સુખપાલ
કરી સંકા નિવર્ત વિશ્રામજી ॥૩૭॥ જલ લીધુ જઉત સર્વ તે વાધ્યા મનનેં કુલજી ॥
આવી શ્રીમુખ નિરખે હરખે રહિ રહ્યો અનુકુલજી ॥૩૮॥ સબ મિલિ પોહોંચે આવે
એણ પેરે સુરતી જાજમની આવીજી ॥ રાજ આજ પાછલ કોનથી રહ્યું કહી
સુખપાલ ચલાવીજી ॥૩૯॥ ઉછાહે સહુ ચાલે છે સહું કે મારગ નથી જાણતાજી ॥
અને સર્વ આવ્યું છે સાથે જાત કરે એમ વાર્તાજી ॥૪૦॥ જન આવીએ આવી
પોહોંચ્યાં ત્યાંહાંની મહી કાવ નારજી ॥ રતી વસંત ઋતુએ માંગી તે ગાજે
ફાગ ધુમાલજી ॥૪૧॥ ઋતુએ આવી ચલાવ્યાં જોઈ તે વેગી ચાલજી ॥
અને ઘોડા પણ વેગે ચાલે ઘણું ઉમંગે ન ધરે સંભાલજી ॥૪૨॥ શ્રીમુખે વાત
કહી એક જોઈ ચલતે હું તે એસેજી ॥ પાલખીમાં જલ ભરે કટોરી બુંદ ન
ઝલકે તે એસેજી ॥૪૩॥ એસે આજ નહીં કહું જોઈ પ્રસન્નતાએ બોલ્યા નાથજી ॥
એટલે આગલ વાહેણીનો તે ઝાલ પાડ્યો સાથજી ॥૪૪॥ તે માંહે જે ઘોડા હુતા તે મોહે

॥૧॥

પાલખીનું સુખદ ॥૬॥

॥શ્રી ગોકુલેશો જયતિ॥ અથ સુખદ છઠ્ઠું લખીએ છે ॥ રાગ ॥ ગોડ ॥જાત્ય॥
ધનાસી॥ ગ્વાલની જોબન ગર્વ ગહેલી ॥ એણી જાતે ગવાસે ॥
॥સુણી શ્રી મુખ વચન ભક્ત થયા રસમેં મત્ત॥ કુલે ન્યોછાવરી કરી
ભોઈને આપી અનંત॥૧॥તેહનો બલ વાધ્યું અતીસે મન હરખ ન
માયે ॥ માહારાજના ભોઈ બોલી મધ્ય કહેતા જાયે॥૨॥ભાગ વલ્લભ તે
સુણી પ્રફુલ્લીત વદને મુસકાએ॥ માહાસુખ અનુભવ કરે અનુભવી
સંગ સોહાએ ॥૩॥ આવ્યા અરિંગ તલાવ પાલવર પ્રસરી ઢાલ ॥
જલ સુંદર છાહ્યા હેઠલ રાખી સુખપાલ॥૪॥ વૈષ્ણવ ભક્ત તે ત્યાંહાં
લાવી જલ સહુંને પાએ ॥ મારગ સ્નેહ તણું હીત એમ પ્રગટ જણાયે.
॥૫॥ એક શ્રી ચરણ કમલ ગ્રહી તલાંશે પાય॥ એક શ્રી હસ્ત કે કરી
હાંખે જેમ પ્રીયને તે સુખ થાય॥૬॥ સાથે સૌભાગીએ કરી મંડલી પાલખી

પાસ.॥ એહા આસન પાસ નિકટવર્તી જે દાસ.॥૭॥ વાહાલીજી કરે વાત
તેહસું થઈ પ્રસન્ન॥ પરીચય જેહને પ્રીયવરનું એહનાં કહ્યાં વચન॥૮॥
કોસ આઠ નવ ચાલ્યા ને વેગા આવ્યા આજ॥ થાક જાણતાં નથી રંચ
એક મહારાજ॥૯॥ આવું છું શ્રીમુખ જોતાં કરતાં હાસ્ય વિનોદ॥
એતી પ્રસન્નતા સાથે સહેજ પ્રગટીયા મોદ॥૧૦॥ રથની સાથે ચાલતાં
કોશ પાંચ છ માં॥ હારી જાતાં એમ આજતો નથી મન માંહ્યાં॥૧૧॥
એ લોકનું શું કહીએ ન જાણે ધામ ને છાંહ્યાં॥ બાર મિશ હીંડી દીડી
પોહીચે છે ત્યાં॥૧૨॥ ધન્ય લોક એ ધન્ય રાજે કીધો અંગીકાર॥ એણી
પેરે સરાહના કરી વૈષ્ણવની તે વાર॥૧૩॥ કારણ કરી માની લીધું
એહવી જે સબંધ॥ કહ્યું શ્રી ગુસાંઈજી કો મારગ હે સોનુ અરુ સુગંધ॥૧૪॥
જડતને પ્રસ્પરે ચાલ્યો એહ પ્રસંગ॥ રૂદય સ્થીત થયો ભાવ ભગવદી
અંગવદ અંગ॥૧૫॥ પછે પૂછ્યું પ્રભુએ દિવસ રહ્યો છે કેટલો એક॥ નીજ

॥૨૧॥ ભક્તને કહ્યું આશરે એક ઘડી ત્રણીક ॥૧૬॥ પોહોચેંગી કહ્યું તેહ સમે ઉચરી ॥
બીજ ભક્તે કહ્યું રાજ પોહોચશું એણી પેરે ॥૧૭॥ ચાલ્યા ભોઈ મન ઉમંગ ધરે
ઉદ્યમ અપાર ॥ જેમ સરિતા પુરે પ્રવાહ ચાલે મધ્ય ધાર ॥૧૮॥ વાહુડણસાથ
આગલ થયો ॥ પાછલ મૂક્યો તેહ ॥ દંડવત કરી જમનાવતે આવી પોહોતા
એહ ॥૧૯॥ પ્રેમ સહીત પૂછ્યું પ્રભુએ આ એહ ઠોર ॥ કહ્યું રાજ જમનાપતે
આગલ થઈ ચાલે મોહોર ॥૨૦॥ દિવસ કીતનો એક રહ્યો પુછે રસીકવર
રાયે ॥ કહે ઘડી એક બે હશે મન આનુરતાએ ॥૨૧॥ શ્રી મુખે કહ્યું સમે
પોહોચાએ ચાલો એહ પ્રકાર ॥ મન તરંગ શરૂ થયાં વચન સુણી
પ્રાણ આધાર ॥૨૨॥ સૂર્ય અસ્તાંગ તે આવી પોહોતા ગોધન પાસ ॥
વિનતિ એહ કરી પ્રભુને મન થયો હુલ્લાસ ॥૨૩॥ સંધ્યા સમે ઘાટી
ઉતરી આવ્યા સુખરાસ ॥ મનોરથ સહીત આનંદ્યો પ્રગટ મન ભક્ત પ્રકાશ
॥૨૪॥ છત્રી ઘોડે શોભીત દીસે અતી સુખપાલ ॥ ભાગ્યવાન ભાવે નીરખે જેનું

રૂપ રસાલ ॥૨૫॥ ખુલ્લી પાલખામાં બેઠા અતી વહાલા વર રાજે ॥ ભક્ત
સહીત પરવર્યા નીર્યા આનંદે બીરાજે ॥૨૬॥ પાગ લસી રહી લાલ પેચ
પેચ સોહે ॥ અંકુર કેશ લીલાર કોહે ખસી આવ્યા છે જોહે ॥૨૭॥
તીલક ભાલ કેશરનુ અધર દીસે આરક્ત ॥ તંબોલ રેખા મારીપાડુ
ગોહેશ સંયુક્ત ॥૨૮॥ અતલસ લાલ સુનેરી છાપેલી પેહેરી ફ્લાયે ॥
જે જ્યાંહાં નીરખે મન તેહનાં ત્યાંહાં રહે લોભાયે ॥૨૯॥ કુંઈ ફુંઈ કરી
નુપુર બિંદે રજ શોભીત લાગી ॥ સને અનુભવે રૂપ અંગ
અનુભવ શોભાગી ॥૩૦॥ ગોવરધનની તલેટીએ બેઠા પેર પોશીધારી ॥
પર્વત વૃક્ષ શોભીત અતી દીસે છે તે વારે ॥૩૧॥ નાના વિધી પક્ષી બોલે ને
ટહુકે મોર ॥ અતિ સોહામણા શબ્દ થાય છે ઠોરઠોર ॥૩૨॥ પાસો ધાર્યા
પ્રાણેશ મંદીરે પોહોતી વધાઈ ॥ વૈષ્ણવ ત્યાંના શ્રીમુખ જોવા આવ્યા
ધાઈ ॥૩૩॥ દિવી પ્રગટી લાવ્યા શોભીત જ્યોતી અપાર ॥ પ્રફુલ્લીત

॥૩૫ આનંદીત મન ભકત અનેક પ્રકાર ॥૩૪॥ ફી ગાયે ઘોલ ભલે શ્રી ગોકુલ
કેરો નાથ ॥ આવે રે ગોકુલ કેરો રાજીયો ગાયે મલી મલી સાથ ॥૩૫॥
સજની સાંભલો વાત. ગાયે તે ભણે કવિત ॥ જય જયકાર કરે તે ભક્ત
થયાં રસમે મન ॥૩૬॥ આવ્યાની કર તલેટીએ પૂછ્યુ મીણ સર્વે છે ॥
ભરૂકણું સોંપ્યું પોતે જે સર્વે રહ્યા બોલે છે ॥૩૭॥ મોટી સુખપાલેથી
બેઠા છોટી પાલખી માંહું ॥ વાગો પેહેરી પધાર્યા સર્વે જઈ પટોળા
ત્યાં હું ॥૩૮॥ સંધ્ય સેન આરતી થઈ બાહેર પોઢાર્યા કૃરાય ॥ દીસે અતિ
સુંદર શોભા શ્રી અંગે ભરીય ॥૩૯॥ સોહે પાગ લટપટી કલાયે તરલ
છાપેલ હેરો ॥ પટકો કરો ઉપરેણો સ્કંધ ઉપર છબી અતી ગહેરો ॥૪૦॥
શ્રી કંઠ માંહે આરોપી વૈજયંતી જે માલ ॥ આગલ દીવો જ્યોત ઝલકતે
ઝાકઝમાલ ॥૪૧॥ અતિ પ્રસન્ન આનંદ ભર્યા સકલ શ્રી અંગ ॥ નીરખી
શોભા ભક્ત સૌભાગ છે જે સંગ ॥૪૨॥ ઉભી ગાયો લટકેશું પાછો ધાર્યા

નાથ॥ ચોક માંહે પાલખીએ બેઠા હરખી સાથ॥૪૩॥ પાસો ધારે પ્રસન્ન હસીને મુખથુ કહે વાત.॥ ભાવણ્યા મુજ પાન ભક્ત કરતા ન અઘાત ॥૪૪॥ ઉભા મુખ ભલેરોએ ગાએ ધવલ રસાલ॥ જય જય કરે ચોંદીશ અતી સુખ થાત વે બાલ.॥૪૫॥ પર્વતથી ઉતરતાં નોધાવરી આથી નોઇને ॥ આરતીયે વાધવ્યતા કીધી શ્રી મુખ જોઇને॥૪૬॥ કહે વારતા ભક્ત કહી કહીને માહારાજ॥ પેડે ઘણું સુખાલા આવ્યા કરત આજ॥૪૭॥ વાટ ન જાણી દીઠી અને થાક ન લગાર॥ ઉછાહે આવ્યું સહુ શ્રીમુખને આધાર॥૪૮॥ નાહાનું મોટું આવી પોહોતું હરખે સૌ મેઘ॥ સ્નેહ સહીત સુખપાલ થકી અલગુ ન રહ્યું એધ॥૪૯॥ સાંભલતાં કરુણા કરતા નીજ મંદીર આવ્યા.॥ ફૂલીત મનોરથ ભાવે ભક્ત તણે મન ભાવ્યા ॥૫૦॥

॥ઇતી શ્રી પાલખાનું સુખદ છકુ॥૬॥ સંપૂર્ણમ ॥

॥૧॥ ॥ પાલખીનાં સુખદ. ॥૭॥

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥ અથ સુખદ સાતમુ લખીએ છે ॥
જાત: આજ સખી શ્રી ગોકુલ પતિ આવે ॥ એણી જાતે ગવાશે ॥
॥ નીબારી માંહે બીછાવણે આવી રસીકવર ઉભાજી ॥ વાગો ઉતારી
નીમો પહેર્યો તેની જોડ શોભાજી ॥૧॥ ફેટો બાંધ્યો બરકે શીશે
ગાદુએ પાઓ ધાર્યા નાથજી ॥ આવ્યા આપાપણે ઘેર સહું ભક્ત ભર્યા
ઉછાહજી ॥૨॥ ગોકુલ મોહનભાઈ ઘેર ઉછવ સામગ્રી થાયજી ॥ મનનું ગમતું
વાહાલે હરખ ન સમાયજી ॥૩॥ આગલથી વૈષ્ણવ મોકલ્યા તેણે સહું
તત્પર કીધુંજી ॥ દધી મથાણાં ગગરી ભરી અનેક ભાંતનું સીધુંજી ॥૪॥
એક પાસે શીરો થાએ એક પાસે દુધ કઢાયેજી ॥ એક પાસે સખડી
રસોઈ તે સ્ત્રીજન મલી નીપાએજી ॥૫॥ મીસરી મીની ખાંડ ત્યાંહાં
કરી કરી રાખ્યા ઢેરજી ॥ પરસ્પરે લે છે ને લેવરાવે મન ગઢ્યાં

ઉછાહે સમેરજી ॥૬॥ પના કરી કરી આપે કહી કહી માંહે માંહે લેવરાવેજી ॥
લ્યો ત્હમો કો કહે ત્હમો લો ફરતે જેમ મન ફાવેજી ॥૭॥ જલને કાજે ફરજાનેર
ત્યાંહાં દુધે ચોક દેવાયજી ॥ જલને દુધ સમજ ન પડે તે દુધે હાથ ધોવાયજી
॥૮॥ ઉછાહાને મન થયા સહુ એમ કહે તે એહ પ્રકારજી ॥ એટલે સાંભળ્યું
પ્રભુજી પધાર્યા ગાડુએથી તે વારજી ॥૯॥ ધાઈ પોહોતા તેહ સમે પ્રભુ
ચરણ પ્રક્ષાલન કરે ત્યાંહાંજી ॥ પોતે કહ્યું વૈષ્ણવ ભુખ્યા છે કૃપાલતા મન
માંહાંજી ॥૧૦॥ વિનતી કીધી કેરલા એક ત્યાંહાંથી પ્રસાદ લેઈ આવ્યાજી ॥
ઘણા ખરા ભુખ્યા છે રાજ એમ કહીને તે સંભળાવ્યાજી ॥૧૧॥ મોહનભાઈ
ઘેર કોએ એહોને સાથે નથી લીધુંજી ॥ પણ રાજ એહોને ઘેર સહું
મંડાણ ચાલતું કીધુંજી ॥૧૨॥ વૈષ્ણવ પાંચ સાત મોકલ્યા તે ચાલી આગલ
આવ્યાજી ॥ દહી મથાણાં ગાગરા ભરી લીધા તત્પર કરી લાવ્યાજી ॥૧૩॥
મીસરી ખાંડ આરો લીધા ચાલતી થઈ તે રસોઈજી ॥ દુધ કઢાયે છે

॥૨॥ શીરો થાય છે ઉછાઈ ભર્યું સહું હોઈજી ॥૧૪॥ ઉચ્છવ અતિ આનંદે મોદશું
થઈ રહ્યો છે આજજી ॥રાજ પોઢયા પછી પ્રસાદ જઈ લેશો સર્વ
સમાજજી॥૧૫॥ શ્રીજીએ કરુણા ભરસું કહ્યું અબહી કયોં નહી લેતજી ॥સમે
તેરસો થાસે પાક ને થાતાં કહી એમ વાતજી॥૧૬॥ કહી અવશ્ય તીબારી માંહ્યાં
બેઠા સંધ્યા કરવાજી॥ ભક્ત મનોરથ ભાવ સહીત તે પ્રગટ સહુ મન ધરવાજી
॥૧૭॥ સંધ્યા કીધી ત્યહાં તબકડી આવી તે અંગી કરીયજી ॥ભાગ્યવાનને
ઘેર ઓચ્છવ તે મોદે મનમાં ધરીયજી॥૧૮॥ શીરો તાતો થયો તુરતનો
રાખ્યો આગલ આણીજી॥ શ્રી હસ્તે લેઈ સુંદર થયો કહી લીધો હીત
અતી જાણીજી॥૧૯॥ સરાહ્યો શીરો તાતો સ્વાદીષ્ટ હરિએ કહ્યું એહજી॥
દાણાદાર હોયે ફુલી કે શીરો ઉત્તમ તેહજી॥૨૦॥ દીનકરભાઈએ કહ્યું હમારે
રાજ એમ શીરો થાયજી॥ મહુડાના પાણી માંહે બાજરીનો લોટ ઘલાયેજી
॥૨૧॥ શ્રી મુખે કહ્યું તમારે દેશમાં શીરો કોણ જાણેજી॥ તે લાપસી કહત હે

હાજી કહી પ્રમાણીજી॥૨૨॥ તહમારે એહવી કેરલી એક પ્રસન્નતાએ ત્યાંહાં
હીંડી ચાલીજી॥ ભક્ત તણાં મન ફુલે ફુલીયાં રાકે ન આપુ સંભાલીજી॥૨૩॥
શ્રમીત અંગ આનંદ માત્ર કરપાદ મુખોદર સોહેજી॥ લડસડતા ગાદી તકીએ
બેઠા જોઈ મન મોહેજી॥૨૪॥ તીબારી આંગણ ચોહો પાસે ભીડ થઈ
અપારજી॥ મનોરથ પુરે મન વાંછીત ગોકુલ પતિ પરમ ઉદારજી॥૨૫॥
ઉછાહે આનંદ ભર્યા અતી ભક્ત તે હરખ ન માએજી॥ ભક્ત તણું હીત
પ્રભુ વીચે પ્રભુનુ હીત પ્રગટ જણાયેજી॥૨૬॥ ભેર કરે પ્રથમ પ્રેમસું ફુલે
માહા બડભાગીજી॥ પોતાના પ્રીય આગલ તે બેઠા સોહે સોભાગીજી॥૨૭॥
તેરલે ઠામ ઠામ થકી સહુ આવી નીકટ રહ્યા ઉભાજી॥ જોએ શ્રીમુખ તે
સમે તે પ્રગટ પ્રેમરસ લોભ્યાજી॥૨૮॥ ઘરમાં જાએ એક એક લાવે
વે મનોરથ સુંજી॥ ભુવણ દ્રવ્ય અનંત ઘરે કરે અનુભવ એણી પેરસુંજી
॥૨૯॥ શ્રી મુખે કહ્યું યહાં ભેર ધરત હે એ કાઢે દ્રવ્ય કહાં તેજી॥ સભ

Scanned by TapScanner

॥૩॥ કેઈ કાંહાં સંગ હી દ્રવ્ય લે આયે આંધી ઉઘાતેજી॥૩૦॥ જ્યાંહાં રાજ ત્યાંહાં
સકલ પદારથ આગલ આવી રહે છે જી॥ તો દ્રવ્ય કેટલી વાત ભક્ત એ વિનતી
કરી કહે છે જી॥૩૧॥ વચન ભાવ કૃત એ પ્રગટ દેખી પ્રભુજી મુસકાયજી॥
ભક્ત મહાસુખ અનુભવ કરતાં ફુલી અંગ ન માયજી॥૩૨॥ પછે મોહનભાઈની
વિનતી કરી ભેર તે ધરીયજી॥ માની લેઈ પોતે બોલ્યા વચન તે કરુણા
કરીયજી॥૩૩॥ મોહનદાસ કહાં જાને તુમકું કહે પઠાયો હી એહજી॥ સર્વ
રાજનું આપ્યું છે એમ વિનતી કીધી તેહજી॥૩૪॥ તેહશું લઈ આવ્યા છે
કહીથી કહ્યું તે એહ વચનજી॥ એહ તો સબે સત્ય છે પોતે કહ્યું તે થઈ
પ્રસન્નજી॥૩૫॥ હરીભાઈ આગ્રે હુંતા તે કહીને વિનતી કીધીજી॥ ભેર ધરાને
પ્રેમ પ્રીત ધરી તે માની લીધીજી॥૩૬॥ ભુખે હી પ્રસાદ કબ લયોગે એવી
આગ્યા થઈઅજી॥ ભાઈ રતનજી એ પ્રભુ આગલ કરી વિનતી કહીયજી॥૩૭॥
આજ કીને તૃષા ભુખ લાગી નથી માહારાજજી॥ કો કાંઈ જાણનું નથી

ઉભા હતાં ભર સહુ સમાજજી ॥૩૮॥ સમે તેલ સજ્યાની થયી ઉઠ્યા રસીક
વર શ્રીહરીજી ॥ જયજય કાર કરે સહું ત્યાંહાં હોંસે મહારાજ વૃષ્ટજી ॥૩૯॥
પાઓ ધાર્યા સેજે સુખ નીધી શ્રીઅંગે તેલ લગાએજી ॥ તેહ સમે
ત્યાંહાં વૈષ્ણવની પ્રભુ આગલ ભેટ ધરાએજી ॥૪૦॥ ઉભા કોઈએ બેઠા કોઈએ
ભાવ તે મનના મન માંહે કોઈએ જી ॥ કોઈએ રસૌભાગી પ્રીયસી રસ અનુભવને
અતીશે લીયેજી ॥૪૧॥ કોઈએ નિહાલે રૂપ પ્રેમેસુ લોચન પલક નમેલેજી ॥ ગીધુ
મન લલચાયું લોભે લાગું સુખ હીત હેલેજી ॥૪૨॥ તેલ લગાવી ઉઠી વાહાલો
બેઠા સેજે રાજેજી ॥ ભક્ત મંડલી ઘેર ઉભા શોભા રૂપ બીરાજેજી ॥૪૩॥ મુડ બાંધી
બાંધ્યો તે છબી રીત પેરે કરી કહીએ જી ॥ વચન ન શાક્ય અનુભવે અનુભવથી
તે સહુ એ લહીએ જી ॥૪૪॥ ગડુએ પાઓ ધાર્યા ફરી આવી ચરણ કમલ
તે ધુલ્યાજી ॥ જ્યાં હાં પ્રભુ ત્યાંહાં સહુ યુથ યુથ મલી આવ્યાં ચાલ્યાજી.
॥૪૫॥ ત્યાંહાંથી સુખ સેજ્યાએ પધાર્યા બીડું આરોગ્યા નાથજી ॥ પોઢયા પ્રાણ પ્રભુ

॥૪॥ કહ્યું હવે જાઓ સહુ કો સાધજી ॥૪૬॥ કરી દંડવત વલતા જાએ સહ્યાં તે કોએ
અપરાસીજી ॥ કો ઉદાવ ભંડાર માંહું આપાપણી ડોર સંભાસીજી ॥૪૭॥ બાકી
સહું જે આવ્યા પરમ વૈરાગી ફેરે ધામજી ॥ રાતે દુધ પ્રસાદ મોકલ્યો સહુંને
ઠામે ઠામજી ॥૪૮॥ સહું કોને સોધી જાએ જ્યાંહું ત્યાંહું જઈને આવે ઉવરાવીજી ॥
ફુલી જે પર જેહ રીત જેહના મન માંહે આવીજી ॥૪૯॥ સખડી પ્રસાદ સાધ
માંહેલે મનની રલીએજી ॥ ફુલ્યે એમ રહ્યા જેમ માના પ્રફુલ્લીત કમલની
કળીએજી ॥૫૦॥ લીલા રૂપ અનુપમ હરી સબ પ્રેમે પયો તે અત્યજી ॥ સંકલ્પ
સત્ય સુખ દાતા રસદાતા ગોકુલ પત્યજી ॥૫૧॥

॥ ઇતી શ્રી પાલના સુખદ ॥ સાતમું સંપૂર્ણમ ॥

॥૧॥ । પાલખીનાં સુખદ ॥૮॥

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥ અથ સુખદ આઠમું લખાયે છીએ ॥ રાગ: પ્રભાતી ॥
॥ એમ કરતાં રજની થઈ અને ॥ પાછલી જાંએ સુતા કીએ ભક્ત જાગે ॥ કીએ
અનુભવ વસે ॥ કોએ મન સુખ વસે ॥ કીએ ઉછાહું એ નીત્ય માગે ॥૧॥ સર્વે ઘણો
જાગીઆ રસીકવર રસભર્યા ॥ ઉઠીઆ વેર જે સુખ અંગ ડોલે ॥ ઘુંઘરયાં નયન
વીલસી શોભી રહ્યાં ॥ મધુરે સ્વર મોદસુ વચન બોલે ॥૨॥ જે જહાં તે
ત્યાંહુંથી સૌ આવીઆ ભાવીઆ ॥ ભાવના ભાયને જોએ ॥ જે સુણી તેહ અતી
આવે આરત ભર્યું ॥ સાથ કોને કોન જોએ કીએ ॥૩॥ એમ મન પ્રેમ વશ
બાજુ ન સહ્યું કહ્યું ॥ દિવસ પ્રીય હીન નીહાલે ॥ આનંદ આનંદને રૂપ લાવણ્ય તે ॥
રસસીંધું માંહે તેહ મહાલે ॥૪॥ કુરી કૃત્ય નીત્યનાં નીત્ય રીતે પ્રભુ ॥ સર્વે
થયો તેલ અભ્યંગ થાયે ॥ શ્રી અંગ શોભા ભરી પ્રેમસુ ચીત ધરી ॥ ભક્ત નીરખે તે
હરખ ન માએ ॥૫॥ કરે મંગલ ગાન રૂપ મંગલ તણું ॥ ભણે જશ તેહ જે પ્રગટ દીસે ॥
છે॥

ઇછ્છી પ્રકાર નવનવી જાણું પ્રતી અભીનવી॥ સમય અનુભવી તેહનું મન હોસે॥૬॥ જલ
તત્પર કરી ચોકી આણી ધરી॥ ઉદકા પ્રભુ ત્યાંહાં બેસી તે નાહે॥ કરકે કી શ્રીકરે
ગ્રહી ભક્ત આપે ભરી॥ તે ભરકતી ઇછ્છી વસી રૂદયા માંહે॥૭॥ નાહી ઉદકા
અંગ વસ્ત્ર અંગે કર્યું॥ મન હર્યું ભક્તનું એહ રીતે॥ રૂદય પુછન બેઠુ કરે
ગ્રહી જે કર્યું॥ પ્રીત ધર્યું ભામીની તેહ પ્રીત્યે॥૮॥ ધરાય ધોતી કટી લંકસુ
સોહતી॥ ઉદકા ઉપરણો તે સોહે અંગ॥ પીઠે બેઠા ભે શીપ કર માંહાં ધર્યું॥
તીલક સુભાલ રેખા સુરંગ॥૯॥ નીમો પહેરી ઓઢી પામરી॥ ઉપર પાલખી બેસી
પાઓ ધાર્યા નાથ॥ આગલ દીવીની જ્યોત તે શોભીતી॥ સોહે સૌભાગીયા ભક્ત
નાથ॥૧૦॥ પર્વત ઉપરે પાઓ ધાર્યા પ્રભુ॥ પોહોતા ભીતર શંખનાદ થયો॥ ભક્તયાએ
ગંભીર વાણીએ પ્રબોધ ત્યાંહાં॥ સુણી ભક્ત મન આનંદી ઉઠયો॥૧૧॥ ભોગ શૃંગાર
પોતે કરે પ્રીતસુ॥ કારણ એહ હીત ભક્ત અર્થે॥ પાએ સુખસાર વિસ્તાર વિવિધ
પેરે॥ જેહને એક ઇછ્છા સામર્થ્ય॥૧૨॥ નીકટ વર્તી પ્રભુની સેવા કરે॥ તે રહ્યા

૧૨॥ ત્યાંહાં આવ્યું ફરી॥ ભક્ત બડભાગી તે સાથ એહુનો॥ તેહ આવ્યા ઉપરથી
સંમત કરી॥૨૩॥ મોકલીએ જણ એક વધાઈ લઈ જઈ॥ પોહોંચે મોહનલાલ
પાસ॥ લખ્યુ પત્ર તે માહાત્મ્યરાશને॥ કૃપાએ પ્રભુ તમ પુરી આશ॥૨૪॥ ભાગ્ય
તે તમતણું પ્રભુએ અંગી કર્યું॥ મનોરથ મન તણો કાજ॥ સુખપાલ બેસી પધાર્યા
પ્રાણજીવનજી॥ સુખપાલ પરમનીધી દીધું દાન॥૨૫॥ સોહાગ એક તમ તણો ભાગ્ય
સૌના ફુલ્યા॥ વાંછીત ફળ સદા છે તે જેહ॥ તેહનો મનોરથ રહ્યો જે પાછલો॥
પ્રભુજીએ પુરણ કીધો તેહ॥૨૬॥ પત્ર પોહોંચે તહનો આવવું વેગે થઈ॥ કરી
પાઓધારે પ્રીય સંગ ચાલો॥ સુખદ સુખપાલ બેઠા તણું એ સુખ॥ તેહ વાહાલા
સંગ રહી નીહાલો॥૨૭॥ દીન દાને જેમ લખ્યા વિનતી તેમ॥ લખી મોકલી નારાયણ-
દાસ સાથે॥ આવી ઉદ્યમ કરી આશ મનસુ ધરી॥ લેઈ વધાઈ પત્ર આપી હાથે॥૨૮॥
પછી સૌ થયો પ્રભુ પાઓધારે ઉપર પડી॥ વેગ સહુ ભક્ત ત્યાંહાં જઈ પોહોતા॥
નેરખે લટકતાં મંદીર માંહાંથી॥ પાઓધારે તે જોઈએ પનોતા॥૨૯॥ પરમ સુંદર

સ્વેત ધોતી ઉપરણો ધર્યો॥ કેશરી તીલક ભાલસું ઝલકે॥ અંબોડલો શીશ
હસિત શ્રી મુખ કમલ॥ શ્રી અંગ કાંતીની જ્યોત ચલકે॥૨૦॥ ત્યાંહાં એરી કંદર્પ
લાવણ્ય શોભા નીરખી॥ ભક્ત જય જય ધ્વર કરે ઉચ્ચા॥ સીંચીઆ સ્વરૂપામૃત
તે એણી પેરે॥ ઉછાહાં આનંદ મઈ તે મેહ બરષ્યા॥૨૧॥ દ્વોરી પાલખીએ
બેઠા પ્રસન્નતા ઘણી॥ નીજ ભક્ત સુ વાત કરતા પધારે॥ શ્રી અંગથી પરમ
સુવાસ પરીમલ વહે॥ ફૂલ્યો મકરંદ તે પાસ ચારે॥૨૨॥ ભક્ત સંયુક્ત આવ્યા
નીજ મંદીરે॥ લઘાવમાં પાલખી રાખી તેહ॥ થાળું એક ઉતરી ઉભા રહ્યા નાથ॥
દીધું દરસ અતી સરસ જેહ॥૨૩॥ સ્થલ દેહ કૃત્ય દ્વાર બેઠું કસું॥ ઉઘાડીયાં
ફરીય સન્મુખ થઈ નેહ દીધાં॥ સર્વે અનુભવી વેધ તે જાણી કયો॥ વચન તે પ્રગટ
કીધાં॥૨૪॥ લેઈ ઓવારણાં વારણે મુખ તણે॥ કો ત્યાં બેઠા કો બેઠકે આવ્યા॥
આરત્ય નીરખતાં ચાર ઘડી એક થઈ॥ પાઓ ધાર્યા ભક્ત મન ભાવ્યાં॥૨૫॥
॥રાગ ઢોલી॥ તિજારી માંહે ચોતરી ત્યાંહાં॥ ચરણ ક્ષાલણ કરીઆજી॥ નિરખે રૂપ

॥3॥ પ્રીયનું પ્રેમે॥આનંદે અતી ભરીયાંજી॥૨૬॥નાહ્યા કરી નીત્ય કૃત્ય કીધાં॥સુખસમ જેહ
તે જાણેજી॥ચરણામૃત ભક્ત સહુ તે॥ સ્નેહ અપરમીત આણેજી॥૨૭॥ શોભા પરમ
રસાલ પ્રતીક્ષણે॥ ક્ષણું પ્રતી છબી સુખકારીજી॥રસાત્મીક સુખ સમયનું॥
શકે તે કો વિસ્તારીજી॥૨૮॥અનેક શ્રુષ્ટીને ભાવ અપરમીત॥સ્નેહ કેર નહી
પારજી॥પુરીત કરે પ્રાણ વલ્લભજી॥અધિક ભાવ અનુસારજી॥૨૯॥પાયો-
-ધાર્યો પર્વત ઉપર॥ફરી પધાર્યા નિજ ધામજી॥સમે સમેનુ સુખ જોઈ સહું॥
થાયે પુરણ કામજી॥૩૦॥સમે ચરાઈને બેઠા વાહાલો॥કરે અત્યંત રસ
ઠાકયજી॥પ્રફુલ્લીત અંગ અંગ દીસે॥સહુ શોભા કોટી પ્રકારજી॥૩૧॥આમોદે
વચન બોલે તે॥મધુરૂ સહજ રસ મીઠાજી॥અધર ગલ સ્થલ દ્રગ કપોલ॥
મુખ છબી બની આવે દીઠાજી॥૩૨॥લાવણ્યામૃત માંહાં ગલીત॥૩૩॥રસ લોલીતેસ્ના
જેહજી॥પાન કરે પ્રીતમના મુખની સર્વાત્મકથઈ તેહજી॥૩૩॥ભોજનનો સમય થયો ઉઠયા॥
શોભા તેહ અનેરીજી॥જાઉ પ્રસાદ લેઉ વૈષ્ણવ કહ્યું॥લટકતી ગ્રીવા કરીયજી॥૩૪॥

જયજયકાર કરી વલ્યા સહું॥ પ્રભુની આજ્ઞા માનીજી॥ રામીબાઈ લઈઆ માધવદાસ॥
રહ્યા જે સેવા સ્થાપીજી॥૩૫॥ તે સેજ બીછાવી અતિ કોમલ॥ તકીયા ગીરદા બેહું
પાસજી॥ પુષ્પમાલા અત્તર સોંધાનો॥ પરિમલ વહે સુવાસ જી॥૩૬॥ આવે સહું
પ્રસાદ લેઈ લેઈ॥ બેઠક મંદીર માંહીંજી॥ પ્રેમ આતુર થઈ બેસે॥ ભોજન શાળા
ત્યાંહીંજી॥૩૭॥ આગમ થયું પધારયાનું॥ તે ઠામઠામ ઉભાજી॥ પાઓધાર્યા સુંદર
વર વાહાલો॥ નીરખી શ્રી મુખ શોભાજી॥૩૮॥ સેજ ઉપર આવી બેઠા॥ તે મહા
મનોહર રૂપજી॥ મુખારવિંદ મકરંદ માતો॥ લોચન ભ્રમર મધુ પજી॥૩૯॥ અંતર
રીઝે મનોરથ સીજે॥ આરત વાધી જેઈજી॥ મનસીજ પીડે ભાવ ભીંજે॥ રૂદયા
અંતર કીધજી॥૪૦॥ પ્રીય ગણ ઉભા પ્રેમે બોલ્યા॥ આધા ઘસી ઘસી જાઓજી॥
રસસુ માતા પ્રીય સોહાતા॥ દરસ રસે અકુલાયે જી॥૪૧॥ પોરયા સેજે પ્રીયમન હેજે॥
દાતા માહારસ દાનજી॥ આરત હરણ માહારસ પુરણ॥ મનોરથ પુરણ મંગલ
રૂપ નિધાનજી॥૪૨॥ રસ સું ભર્યા ભ્રમર તેવલી॥ આવ્યા સહું નીજ ધામજી॥ બેઠા

॥૪॥ કો એક પ્રીય સુખ મોહડુ॥ કરે એ વિરહ॥ મજી॥૪૩॥ એહ પ્રકારે રસ વિસ્તારે ॥
થયું તે ઉથાપનજી॥ સહું કો જાએ મંદીર માંહે॥ એ પોંઢયા પ્રાણ જીવનજી.
॥૪૪॥ તે રૂપ અનુપ પીયુજી કેરૂ॥ એહ ગાદી તકીએ રાજેજી॥ નીત્યની રીત્ય સુખ સુ
પ્રીત્ય॥ લીલા સહીત બીરાજેજી॥૪૫॥ લખ્યું જે ભાગ્ય દાસને॥ તે સંધ્યાએ જઈ
પોહોંતુંજી॥ કહી વધાઈ મહાસુખ દાઈ ત્યાં॥ સહુ કો જોઈ રહ્યુંજી॥૪૬॥
નારાયણદાસને એ ઢાડી પામરી॥ આપી હરખે વધાઈજી॥ મીસરીએ મુખ
ભર્યું એહોનું॥ સ્નેહ તણી અધિકાઈ જી॥૪૭॥ ગાએ ઘોલ મન મોદ ન
માએ॥ કીધો રીઝી પકવાનજી॥ ઉછવ કીધો મનોરથ સું॥ ધર્યું પ્રભુ
રૂપાનું ધાનજી॥૪૮॥ અતી અકુલાએ આતુર થાએ॥ ફરે તે મન વિચારજી॥
કેહે તે કયું ચાલું જઈ નીહાળું॥ પ્રાણ આધારજી॥૪૯॥ અટકયાં વહેવારે એહ
પ્રકારે॥ ઈચ્છા ભગવદ એહજી॥ ફરજ સાધન નહી તો॥ બાધક અંતીત પ્રભુનું જેહજી॥૫૦॥

॥ઈતી શ્રી પાલના સુખદ આઠમું સંપૂર્ણમ્ ॥

॥૧॥ ॥ પાલખીનું સુખદ નવમું ॥

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥ અથ સુખદ નવમું લખીએ છીએ ॥

॥રાગ : વસંત ॥

॥પત્ર લખ્યુ દિનત્વ પ્રગટ કરી દીનસુ તેણી વારજી॥ઉછવ ફેરી વધાઈ
આવી તે ઉછાહાનો નહી પારજી॥૧॥ તે મેહેદ ભક્તની કાણે વાહાલે
મનોરથ પુરણ કીધાજી॥ આરતી સ્નેહ રીતે પ્રભુ અતી કૃપાલતા
કીધીજી॥૨॥ રહે સ્નેહ જે દિનત્વ વચને પ્રગટ જણાયજી॥અંતર બાહાજ્ય
પ્રીય સુરતી જે ભાવ કોણે ન ગણાયજી॥૩॥ ગોકુલેંદ્ર જન મુરતી શ્રોત
તણું જે વચનજી॥ લખ્યું પત્ર વૃત્તાંત ફુલસુ આવ્યું જોઈને મનજી॥૪॥
સુદી સાતમ દીન નારાયણદાસ ઘર આવ્યો ઠાકુરદ્વારજી॥આવ્યું
પત્ર વાંચ્યુ બડભાગીએ પોતાનુ સુખ સારજી॥૫॥તેહ દિવસ કૃષ્ણદાસ.
મરોઢોએ ખેલાવ્યા પ્રભુ વસંતજી॥સુંદરવર વાહાલે સુખઆપ્યું ભક્તને

એહ અનંતજી॥૬॥ ગાદી મુદે બેઠા પ્રભુ સહુ ભક્ત સહીત પરવર્યજી॥
ભાગ્ય વાસનુ પત્ર આપ્યું કીધી વિનતી દંડવત કરીયજી॥૭॥ રાજ તહાં
ઉછવ થયો વૈષ્ણવ મળ્યા સહુ કો આવીજી॥૮॥ શ્રી મુખે કહ્યું જે વે કહા
મને ભલી ભઈ જોઈ હાંજી॥[illegible]॥ વિનતી કીધી રાજ અંહુંથી લખી પત્ર
મોકલ્યું ત્યાંહુંજી॥૯॥ તેણે કરીને તે માણસ ફરીને આવ્યું આજજી॥
અતિ પ્રસન્ન ના આણી કરુણા કીધી શ્રી માહારાજજી॥૧૦॥ પૂછ્યું કાંહું
મોહનદાસ આવેગે વાહાલાજી એ એહજી॥ રાજ આવવાનું ઘણુંએ કીધું
પણ પરવસ તેહજી॥૧૧॥ આવી ન શકે એહ સુણી પ્રભુ બોલ્યા પરમ
ઉદારજી॥ હાંહાં આઈ શકે વે કહાં તે કાજ બહુત વહેવારજી॥૧૨॥ એહ
રીત્યે ભીત્યે બતાવ્યો પ્રભુએ બહુ પ્રસંગજી॥ પોતાના નિજ
ભક્ત હેત પ્રફુલ્લીત અતીસે શ્રી અંગજી॥૧૩॥ સમય થયો સતસંગ નીજ
સેજ્યા એ પધાર્યા નાથજી॥ જોઈ સુખ સૌભાગી ભક્ત તે સમે એહ ઘે

॥૨॥ સાયજી॥૧૪॥ વિસદ પ્રકાર અનુભવી જે કરે અનુભવીથી સહુ જાણેજી॥
અતિ અલૌકિક રસ લીલા વચને કરી તે કેમ વખાણેજી॥૧૫॥ પોઢીયા
નિત્ય કૃત્ય નીત્ય રીતે કરી સુખ સેજયા એ આવ્યાજી॥ રસ નાયક
સુખ નિરખી ભામીનીને મન ભાવ્યાજી॥૧૬॥ ભગવદી સર્વ વળ્યા પ્રીયાને
સદા અધિક સુખ આપો પ્રાણ તણા અધિપજી ॥
પ્રેમે તે દે આશીષજી॥૧૭॥ ત્યાંહું દામોદર દાસ વીરાએ મનોરથ
વસંત ખેલાવ્યાનો કીધોજી. અધીકારી શું કરી વિનતી સંમત
એહીનો લીધોજી॥૧૮॥ કહ્યું માહારાજ આજ દામોદરદાસ તે વિનતી
કરે છે જી॥ કાલ વસંત ખેલાવશે રાજને મનોરથ મન ધરે છે જી॥૧૯॥ ભીતર
ભીમ રસોઈ કરાવે તે કહીને સર્વ જણાવ્યું જી॥ પ્રભુએ પોતે અતી
કરુણા કરી ભક્ત હેત મન આવ્યુંજી॥૨૦॥ કહ્યું અવશ્ય પ્રસન્ન થઈ
અને સુણી ભક્ત મન ફુલ્યાજી॥ કરી દંડવત મોદશું તે રહ્યા પ્રીય અનુકુ-
-લ્યજી॥૨૧॥ કહી હાં હાં અવશ્ય જાઓ કહ્યું અને કીધો સઘલ વિશ્રામજી॥

વળ્યું સર્વ હરખે તે આવ્યું આપાપણે ધામજી॥૨૨॥ રસીકરાય લીલા
રસસુ વલી એ સમય પોઢ્યા પ્રાણજી॥ ભક્ત સહું લીલા સુખ અનુભવ
કરતાં કીને એ ધ્યાનજી॥૨૩॥ કરે સાજ વસંત ખેલાવવાનો ફુલે તે અંગ ન
માયજી॥ વાગી કેશરી રંગ અબીર ગુલાલ તે તત્પર થાએજી॥૨૪॥
ઉછાહે પ્રભુ હીત મનએ થયું તે ઉત્થાપનજી॥

॥૨૫॥ રૂતુ વસંત ફુલીત ગોકુલપતી
ગાદી તકીએ રાજેજી॥ નીરખી ભક્ત ભર્યા લોચન રસ સુંદર રૂપ બીરાજેજી
॥૨૬॥ દામોદરદાસ વસંત ખેલાવવા તે સમે ત્યાંહું આવ્યાજી॥ વાગો
નૌતમ કુમકુમ રસ સામગ્રી સર્વ લાવ્યાજી॥૨૭॥ ત્યાંહું કીર્તન કરવા
માંડ્યુ વૈષ્ણવ સાથે તેણી વારજી॥ તાલ પખાવજ સહીત તે માંહે
ગાએ ફૂલ ધુમારજી॥૨૮॥ શ્રી મુખે કહ્યું ગુજરાતી ધમાર કોઈ ગાએ
નજાણેજી॥ ચતુર શીરોમણી રસીક રાય ગુણચીત માંહાં આણેજી

Scanned by TapScanner

॥ ૩ ॥ ॥૨૯॥ ડુરેટોના ભગવાનદાસ તે સુણી મન અતી અકુલાએજી॥ કહે શુ
કરીએ નથી સાથ હમારો આતુર અતી પસ્તાયે જી ॥૩૦॥ ત્યાંહાં
પહેરામણી કરીય ધરાવ્યો વાગો તે શ્રી અંગજી॥ કેશર છીરક્યો તે
કેશરી રંગ ગહેરો અતીસું રંગજી ॥૩૧॥ સાંધો અબીર ગુલાલ ભર્યો તે
દીસે અતી પરમ અનુપજી ॥ અંગ રંગ રંગ્યો તેથી છબી પ્રગટી તે
નૌતન રૂપજી॥૩૨॥ શોભા તે સુંદર દીસે વાહાલોજી માહા પ્રસન્નજી॥
ભક્ત તણે ઉછાહે આનંદીત આપે દરશનજી॥૩૩॥ શ્રી મુખ કમલ જોઈ
જોઈ ફુલે રૂદે ભક્ત રસ પ્રેમજી॥ ઉપયોગી લોચન દ્વારા તે જટીત
નંગ જેમ હેમજી॥૩૪॥ તેહ સમે ઈચ્છા બલીથી ડુરેટોના વૈષ્ણવ
આવ્યાજી॥ ભગવાનદાસ આશ્ચર્ય થયા જોઈ આરત્ય તાપ ન સમાયજી
॥૩૫॥ લખેરામ લાલો નારાયણદાસ અને લક્ષ્મણ એ સાથજી ॥ આવી દંડવત
કરી ઉભા પુછે પ્રસન્નતાએ નાથજી॥૩૬॥ સ્નેહ રૂપ જોઈ વાહાલાનુ તે ન કરી

શકે ઉચ્ચારજી ॥ ગદગદ કંઠે હરખે લોચન પુરીત થયો તેણી વારજી ॥૩૭॥
સ્ફુરીત રહીત શોચે મન એ સ્વપ્ન કે દીસે સત્યજી ॥ અંતર સમણ પ્રીય પ્રગટે
દેખીને થઈ એ ગત્યજી ॥૩૮॥ ઘડી એક પુઠે સાવધાની કરી કહ્યું એમ
માહારાજજી ॥ કુશલે આવ્યા ઘણું સુખાલા ફલીત તે સહુ કાજજી ॥૩૯॥
ભગવદી તો બોલી ઉઠયા રાજ હવડાં સુરતીયે કીધીજી ॥ કૃપા તેહ કૃપા
એ તત્ક્ષણું સ્વતઃ સુરતી શુધ્ધ લીધીજી ॥૪૦॥ સુણી ભાવ સત્ય પ્રગટ
પ્રીય પોતે પ્રસન્ન મન થાયેજી ॥ ભગવાનદાસ મલીય સાથ પોતાનો હરખ
ન માયેજી ॥૪૧॥ પછે સમાજમાં બેસી કીર્તન કરે સંગ તાન બંધાનજી ॥
તાલ ઝાંઝ ડફ અને ઢોલકી સ્વર અતી સરસ સુમાનજી ॥૪૨॥ અતીરસ
વાધ્યો ઉમંગ ચઢ્યા મન રીઝયા રસીકવર રાયેજી ॥ રસમાતા રાતા
જુવતી જન પ્રીય રસ રહ્યાં લોભાયેજી ॥૪૩॥ લાલો અમૃત કુંડલી વજાડે
નવનવ સહીત રંગજી ॥ ચતુરદાસ સારંગી સ્વર ગતી ભેદ રાગના સંગજી ॥૪૪॥

॥૪॥ મીઠીતે શબ્દ મૃદુલ બોલે બેહુના ન્યારાં રૂપજી॥ ચતુર સુજાણ પ્રસન્ન
પ્રાણપતી સુણતે તાપ અનુપજી॥૪૫॥ તે ઉપર સુરતી કરી કીધી એહવાત
માહારાજજી॥ શ્રીનાથજીને જગમોહન તયો તબકુ તે પુરવીઆ રાજજી
॥૪૬॥ દિવસ સંપૂર્ણ વે અનુનો કરે રસભે કી અજજી ॥રાત વસંત રાતી.
ઉજીયારી મોલી કે સર્વ સમાજજી॥૪૭॥ કીર્તન કરે નવનવી અતી ગાએ
સરસ ઘુમારજી॥ મુરલી સંગ બજાડે સંગ ડફ બાંધી તાત કે તારજી
॥૪૮॥ વે મુરલી ડફ એસે બાજે સુંદરતા કો કહાં કહીએજી॥ એહવી
વાર્તા કીધી પ્રસન્ન થઈ તે અનુભવ લહીએજી॥૪૯॥ પછે ઉપર
પધારવાનો સમે થયો તે ઉઠયા પરમાનંદજી॥ દેહ કૃત્ય કરી સંધ્યાવંદન
વેગે સુખનીધી કંદજી॥૫૦॥

॥ઈતી શ્રી પાલખીનું સુખદ નવમું સંપૂર્ણમ્॥

## ॥ પાલખી નાં સુખદ દરસનુ ॥

॥શ્રી ગોકુલેશો જયતિ ॥ અથ પાલખીનુ સુખદ દરસનુ લખીયે છાએ॥

॥ રાગ ॥ નયા ॥

॥ પોઢાર્યા પેસ્તુ પોઢોત્યા મંદીરમાંહુંં તે વારજી॥ ભક્ત સંગ રંગે
ઉભરયા તે શોભાનો નહી પારજી॥૧॥ કો બેઠા કો ફરી આવ્યા કો
રહ્યા ટપેટો જ્યાંહુંજી ॥ કો મંદીર ઉપર ચઈ બેસી ફરે વારતાત્યાંહુંજી
॥૨॥ કો આંગણ કો આંગણની તીબારી કો સીડી જ્યાંહું છે ચાલજી॥
નીકટ ભક્ત બેઠા ગલીમાંહું જ્યાંહું રહે છે ઘોરી સુખપાલજી॥૩॥
કો આરતી કો આતુર કો અતીવિરહ જનીત તન તાપજી॥ કો શોચે
કો રૂએ પ્રીય દરશનને મન માંહું આપજી॥૪॥ એમ કરતાં સમે થયો
ભીતર સૈન આરતી કેરોજી॥ જે જે ત્યાં કુકડુ સહું તેઓના મનની ભાવ
અનેરોજી॥૫॥ જે જ્યાંહું તે ત્યાંહું લોલે લોચન એક ટક રહ્યાં નીહાલેજી॥

કો આગલ કો પાછળ પણ તે દ્રષ્ટી ન અલગી આલેજી ॥૬॥ જીવન
ભક્ત તણાં વલ્લભ વલતાં સહીત પધારેજી ॥ રૂદે ભાવ સ્થીતિ ભક્ત
તણાં તે દરશ ભાગ્ય વિસ્તારેજી ॥૭॥ પરમ શોભ સુંદર વર આવ્યા
સુંદર રૂપ રસાલજી ॥ નીમો પહેર્યો સુંદર શીશ ઉપરેણો સુંદર સાલજી
॥૮॥ શ્રી મુખારવિંદ કાંતિ ઝલકે ક્રી કંઠે વૈજયંતી માલજી ॥ આગલ
દીવી જ્યોત ઝલમલે અતી સુંદર ભાલજી ॥૯॥ ગલી માંહે ભક્ત સાથે
એમ આવ્યા ચોક મંઝારજી ॥ છોટી પાલખીએ બેઠા પરવર્યા ભક્ત પરિવારજી
॥૧૦॥ પધાર્યા પ્રસન્નતા સાથે કરે મધુરી વાતજી ॥ દ્વાર મધ્યે તલેરોએ
ઉભા સહું હરખ ન માતજી ॥૧૧॥ ઠામ ઠામ ધોળ ગાયે એ નીકર રચી
ભણે કવીતજી ॥ આવે એણી ભાંતે તે શોભા દીસે પરમ અદ્‌ભુતજી ॥૧૨॥
મંગલ રૂપે નીધાન ભક્તને આપે સુખ એણી પેરજી ॥ આનંદે રસ મગન
થકા નીરખે પ્રીયને રસ ભેરજી ॥૧૩॥ નીજ મંદીર આવી લઘાવ માંહીં પાલખી

॥૨॥ ઉભરીયાંજી॥ અતિ પ્રફુલ્લીત છબી ન્યારી તે અંગ અંગ રસ ભરીયાંજી
॥૨૪॥ પોધારી કૃત્ય અર્થ આવી પ્રભુ કીધાં ચરણ પ્રાલનજી॥ તે સમે
તબકડી અંગી કીધી તે આરત હરણજી॥૨૫॥ ત્યાંહુંથી નીબારી માંહે
વાહાલી બેઠા ગાદી મુકે આવીજી॥ આસપાસ ભરાઈ બેઠાં તે ભક્ત
મંડલી ભાવીજી॥૨૬॥ રસ સ્વરૂપ સકલ શોભાનુ રૂપ મહા સુખદાઈજી॥
મંગલ કોટી નીધાન પ્રાણ પ્રિય કૃપા દાન અધીકાઈજી॥૨૭॥ શ્રી મુખ
લાવણ્યામૃત પ્રાણન કરે થઈ મગન તે રસ સુજી॥ કોએ વિચારે મનોરથ
મન રસ પુરણ સુ અનુભવ સુજી॥૨૮॥ આજ કોણ ભાંતે સુખ આપ્યું કો
કરે વારતા રીઝેજી॥ કો કહે કોણ ભાંતે પ્રીયને સુખ કરીએ કામ જેમ
રીઝેજી॥૨૯॥ કો કહે પ્રસન્નતા પ્રભુની સઉપાયે પેર્ય કરીએજી॥ કો
પોતાની રૂચી સું જયેમ કહે પ્રીયસુ અનુસરીયેજી॥૩૦॥ કો એવા જે શ્રી
મુખ નીરખે નહિ તે અનુસંધાનજી॥ સ્વરૂપસું સર્વાત્મક ભાવ તે નહી

કોસુ એ જ્ઞાનજી॥૨૧॥ એક પ્રસન્નતાએ સહુજ તે ધરે મન વિચારજી॥
એહ પ્રકારની દ્રષ્ટી અલૌકીક અનુભવ કરે અપારજી॥૨૨॥ કોઉ ત્યાં
બેઠા અલી નીકટ રહ્યાં કો દૂરજી॥ આપાપણી અનુભવે અનુભવે
સહુકો પુરણના અતી પુરજી॥૨૩॥ કો કોના મનનો અનુભવ તે જાણે નહી
એમ કોએજી॥ સહું મનોરથ પુરણ કરવા પ્રીય વલ્લભ સોએજી॥૨૪॥
રહસ્ય દાન ફુલસુ ફલતે સર્વાત્મક તે સત્યજી॥ પરમાવધી સકલ
સુખ નીધી દાતા શ્રી ગોકુલ પત્ય જી॥૨૫॥ રાગ ॥સામેરી॥ ધયો
તેલ સજ્યાનો એજ ઉદયા અદ્દય દાનજી॥ મહોદર ચરિત્રવાન એ રસીક
રસનું સારજી॥૨૬॥ શ્રી અંગે અત્યંગ ધાએ તે શોભા પરમ રસાલજી॥
અનુભવી સુખ અંગ નીરખે પ્રેમ પુરીત તે બાલજી॥૨૭॥ આસપાસ ભક્ત
રહ્યા કરે તે એજ દરશનજી॥ રૂપે લોચન લોભસું ભાવે તે લોભે મનજી
॥૨૮॥ ચતુર વર રસ શ્રેષ્ઠ ઉઠી બેઠા સેજે સોહેજી॥ શ્રી અંગ ઝલકે

॥૩૫॥ માનુનીનાં મન મોહેજી॥૨૯॥ પધારી નીત્ય કૃત્ય કરી આભ્રણસર્વ પોધારીઆ
રુપ સેજજી॥ બેઠા ચરણ તે ઘરી ચોકી ભક્ત હીત મન હેજજી॥૩૦॥
મુકુટ બંધી શ્રી મસ્તકે બાંધ્યો મધ્ય કેશ આલા શ્યામજી॥ પીતવસ્ત્ર
પુષ્પની માલા ભીતર લેઈ પેચસુ કામજી॥૩૧॥ બાંધ્યો ચીત્રવિચીત્ર દાસે
પરમ સુંદર નેહજી॥ શ્રી કર તણી લટકની શ્રોભા શોભીત એહજી॥૩૨॥
હસી હસી કરે વારતા તે ભક્ત મોહન મંત્રજી॥ તે સમે દામોદર જંત્ર-
-કારીએ આવી વજાડ્યાં જંત્રજી॥૩૩॥ અસાધારણ રાગ વાદ્યો તે
થઈ સ્વતઃ પ્રકાશજી॥ પ્રીય રૂપી મન સમય પામી કુલીત કીધ આશજી
॥૩૪॥ ગાયું ઘણ હ્યાના કાહ માંહ્યાં ધ્રુપદ અલાપી રાગજી॥ ચીત્તમાંહે
આવ્યું વચન સુરતી કો ભામીની બડભાગીજી॥૩૫॥ તન વદન જ્યોતી
ગતી ભ્રમ કીશો ક્યોહું ન કુસ કુરાએજી॥ એસી નીની લાગી માનો
દીપક લે ચલી અંચરા ચુરાએજી॥૩૬॥ લાલ દે શ્રી હસ્તે ઘણું પ્રસન્ન

પોતે થાએજી ॥ કહ્યું કો એ વચન એ દીપક લે ચાલ્યા અંચરા ચુરાએજી ॥૩૭॥
યથારથ કહ્યો હે આપીઆપ અતીસે પ્રસન્નજી ॥ તેણે રસે ઘડી બે
રહ્યા બેઠા સેજે પ્રાણજીવનજી ॥૩૮॥ વચમે દીનકરલાઈ ઈહાં ચાલી ચાલી
કહેતા જાએજી ॥ જાણે મે સાંભળતું નથી રહ્યાં દરશન કરી લોભાયજી
॥૩૯॥ સહુ ભક્ત ઉભા ઠઠ થઈ તે લુબ્ધ એણી પેરજી ॥ જાણો કહ્યું જંત્ર
કારીને પોતે તે કરુણા લેરજી ॥૪૦॥ કો ભાગ્યવાન હૈ પ્રીય રૂપે
અનુરક્ત અતિ મન માંહેજી ॥ જેમ કરી દામોદરને નોછાવરી આપી
ત્યાંહેજી ॥૪૧॥ પછે સીરાહણે શ્રી ભક્ત કહેઈ પોઢ્યા પ્રાણ આધારજી ॥
જયજય કરી દંડવત વલી સહું ભક્ત તેણી વારજી ॥૪૨॥ આશિષ દેતાં સહું
ચાલ્યા રહ્યા નીકરવર્તી સોહેજી ॥ આરત્ય અતી સ્નેહ શ્રીમુખ
મધુરુ જોએજી ॥૪૩॥ પુછ્યું પ્રભુએ કોણ હે ઈહાં કરી વચન પ્રકાશજી ॥
વિનતી કીધી તેટ સમે વીઠૈજી બેઠા પાસજી ॥૪૪॥ રાજ પૈ વૈષ્ણવ એક

॥૪॥ બે અને હું એ ઘું તે બેઆંહુંજી॥ સુણી તેહને પ્રગટ કીધી વાત જે મન
માંહુંજી॥૪૫॥ કાલ ચલનો હે સંઘ વાહેણીએ કહ્યું સિધ્ધજી॥ રાજતત્પર છે
સહુએ સિધ્ધ કરૂણા નિધ્ધજી॥૪૬॥ બોલ્યા ફેરી હમકુ રથે બેહનો કે સુખ
પાલજી॥ બેસારી સુખપાલ નીકે કહ્યું થઈ કૃપાલજી॥૪૭॥ એમ કરી આગ્યા
આપી તહમો જાઓ કરો વિશ્રામજી॥ પછે સહુ કો આવીઆં આપાપણે
તે ધામજી॥૪૮॥ કોઈ કરે ઓચ્છવ કરે કો કીર્તનની ધુન્યજી॥ કોઈ
મુખના વચન સુરતી કરે જે સ્ફુરણા અનુકુલજી॥૪૯॥ સ્વરૂપસુ આસક્ત
જે સુખ વિરહ થયુ તે ધ્યાનજી॥ પોતાના રસનું રમણ અંતર નજાણુ
જ્ઞાનજી॥૫૦॥ વલી લાગ્ય સોયે તે તડગું જે પ્રીય રસ સંજોગજી॥ હોત
કહે જેમ સુખ પ્રીય તેમ સદા કરો રસ લીગજી॥૫૧॥

॥ઈતી શ્રી પાલખાનુ સુખદ દસનુ સંપુર્ણમ્ ॥

॥૧૧॥ પાલખીનુ સુખદ॥૧૧॥

॥શ્રી ગોકુલેશો જયતિ॥ અથ શ્રી પાલખીનું સુખદ અગીઆરમું
લખીએ છીએ॥ રાગ ॥ બીલાવર. બીસ ઝાલેરીપ્યાજી ॥એણીરીતે ગવાશે॥
॥સમય થયો ગોકુલપતી જાગ્યા સકલ મંગલ રૂપજી॥ આનંદ અંગ
વીકસીત સુખ શોભા પરમ અનુપજી ॥૧॥ આવે ભક્ત પ્રેમે નીરખે
પોતાના જીવન પ્રાણ આધારજી॥ સુખનીધી રસનીધી વાહાલો
દરશન આપે રસીક સુજાણજી॥૨॥ નાહ્યા ધોતી ઉપરેણો ધરી તીલક
ભાલ સુરંગજી ॥ નિત્ય કૃત નિત્ય રીતે કરી અભ્યંગ તેલ શ્રી અંગજી॥૩॥
પોધાર્યા મંદીર ઉપર પ્રેમસું શ્રી માહારાજજી ॥ સમય સમય ત્યાંહાંનું
સહુતે વેગે કર્યું કાજજી॥૪॥ સ્નેહ તણો ભાર પ્રગટ કરી વાહાલો નીજ
મંદીર આવ્યાજી॥ તેહના ભાવ એ અંતરંગને રૂપે કરી જણાવ્યાજી॥૫॥
વિરહ હરી મુગધતા લોચન વચને સમુઝે એ ધૈર્ય સોહેજી॥ પિયસુ પુરણ

રતી જેહને કૃપા પ્રભુની હોયેજી ॥૬॥ ભોજનને પાયો ધાર્યા ત્યાંહું સંગે
ભટ્ટ ગોવરધનજી ॥ તેહ કૃપાએ અંકુર ભાયેક આવ્યો એહોને મનજી
॥૭॥ જે વિદાય થઈ ઉપરથી પધાર્યા આગમનું રૂપ જણાએજી ॥
પ્રસંગ વારતા ચાલે તેણે પ્રસન્ન પ્રભુજી થાએજી ॥૮॥ અને કરે
ભોજન રૂચીસું એમ આવ્યાનો મન વિચારજી ॥ સહેજ વારતા વૈષ્ણવની
ચલાવી તેણી વારજી ॥૯॥ કહ્યું કોણ જાણે શ્રી રાજને કાલ વસંત
ખેલાવ્યાજી ॥ તે દામોદર ભાણેજ નાથભાઈનો કહી પોતે હલી આવ્યાજી
॥૧૦॥ અંકુર પ્રસન્નતા જોઈ કહ્યું રહ્યાં તે રસ ઘણાએજી ॥ શોભા
શ્રી અંગની ઘણી રંગ આછો કેસર તણોએજી ॥૧૧॥ તેહ સમયનું
સુખ ઘણું તે સુણી પ્રભુ નયન પ્રકાશીજી ॥ અંતઃકરણ જહાં જેસો
તહાં તેસો તીનકું ભાસેજી ॥૧૨॥ અંતઃકરણ શુદ્ધ ચહીએ એમ બોલ્યા
રસીકવર રાએજી ॥ તેહ વચન મધુરા સાંભળી ભટ્ટજી ઘણું સરાહેજી ॥૧૩॥

॥૨॥ ભોજન કરી ઉઠયા અચવી પોધાર્યા બેઠક માંહ્યંજી॥ સેજ્યાએ આવી
બેઠા શ્રીમુખ નીરખે સહું ત્યાંહ્યંજી॥૧૪॥ બીડું આરોગ્યા રસસું ચુનો
કપુર સંજોગેજી॥અધર અરૂણતા રંગ સહજ શોભા વાધી એ રંગેજી॥૧૫॥
વાગો પહેર્યો સ્વેત સુશોભીત ઘડી એક રહી માહારાજજી॥ઉપરથી
ભીતરીઆ આવ્યા લઈ વસંતનો સાજજી॥૧૬॥ કેશર ચંદન અબીર ગુલાલ
તે આણી આગલ ધરીઓજી॥ વસંત ખેલાવે પ્રભુજીને મોહે વિનતી
કરીઓજી॥૧૭॥કેશર ચંદન છીરકી ચુવો ચોલણે ભરી લગાવેજી॥પાગ
ઉપર ચુવાણા બિંદુ કીધા તે સુંદર ભાવેજી॥૧૮॥ અબીર ગુલાલ છીરકી
પૈરાવી લાવી ગુંજ માલજી॥ શ્રી કંઠમાંહ્યં વૈજયન્તી સોહે શોભા પરમ
રસાલજી॥૧૯॥ આગલ કીરતનીઆ ફુલસું કરે ત્યાંહ્યં કીર્તનજી॥
ભીતરીએ નોછાવરી તેહને આપી તે થયા પ્રસન્નજી॥૨૦॥શ્રીમુખે કહ્યું
ઉઠીએ જો ભીતર સબ પોહોચી હોયેજી॥જાણું એક વાર હુંતી ને બેઠા

સુંદર અતી શી સોહે જી ॥૨૧॥ પૈભાગ્ય સહુ પ્રસાદ લેઈ લઈ દરશન કરી કરી
ચાલે જી ॥ હીંડોળે નહી ભાવ એ ચાલે સાથે સુખપાલ જી ॥૨૨॥ અનુભવ
રસ રાતામાતા તે રહ્યાં ભગવદી સાથ જી ॥ પુછે ફરી ફરી ભીતર પોહોંચ્યા
વચન મધુરે નાથ જી ॥૨૩॥ વિલંબ થાશે તે રૂએ નહી પોતાનુ અંકીત
એહ જી ॥ જેહ કુંજ કર્યુ તે કર્યું સોય સ્વતઃ થી તેહ જી ॥૨૪॥ સંગ સહું
આવી પોહોંચે ને વેગે ઉતરે નાવ જી ॥ જ્યેમ ભક્ત સુખાલા ત્યેમ સુખહીત
સહીત એ ભાવ જી ॥૨૫॥ રહ્યો જે ભક્ત શ્રી ગોકુલ હી આવત્ય તેહની અત્ય જી ॥
અનેક ભાવ મનોરથ પુરણ કરતા શ્રી ગોકુલ પત્ય જી ॥૨૬॥ પધાર્યું વેગે
તે કારણનું હીત પોતે જાણે જી ॥ કે તે જાણે જે ઉપર ઉપર કરુણાનીધી
આણે જી ॥૨૭॥ વિનતી કીધી ભીતર સહુંકો પોહોંચ્યું શ્રી મહારાજ જી ॥
ઠોર ઠોરથી તત્પર થઈ થઈ આવ્યો સર્વ સમાજ જી ॥૨૮॥ ઉદયો શોભા રૂપ
અનૂપ પરસુખનીધી રસ દાતા જી ॥ ભક્ત સંગ રહી ભાગીઆ તે સુખ એ સુખ

॥૩॥ રસસું માતાજી॥૨૯॥ વાગા ઉપર પહેરી અતલસ છાપેલી શ્રી કુલાયજી॥મસરુ લાલ
કીનારી કીરંની અતી શોભાયજી॥૩૦॥ કંદર્પ કોટી લાવણ્ય પધાર્યા માહા મનોહર
લાલજી॥ ગોપ મધ્યે થઈ ઉઘાડમાં જ્યાં રાખી સુખપાલજી॥૩૧॥ જોડા
ગોકુલ ભુપ રસીકવર રાજે રૂપ અપારજી॥ ભાગવદી સંગે સૌભાગી કરે તે જય
જય કારજી॥૩૨॥ વિજય કરે તલેટીએ થઈ મારગ ઘણું સોહાએજી॥ ગોવરધન
વાસી સહુને કીધા ત્યાંહું વિદાયજી॥૩૩॥ આજ્ઞા માની શ્રી મુખ જોઈ કરે તે દંડવતજી॥
દેઈ આશીષ ઓવારણાં લેતે આનંદ સહીતજી॥૩૪॥ કહે માહારાજ વલી ફરી
આંહું તે વેગે પધારેજી॥ રાજ તણો સૌભાગ્ય સહુના તે એમ વિસ્તારેજી
॥૩૫॥ પ્રીતિ સમાધાન તેહોનાં કરી સુખપાલ ચલાવીજી॥ જાયત બ્રાહ્મણ ભિક્ષુક
માગે સંગે આવી આવીજી॥૩૬॥ આવે છે ગુણીજન ગાતા જશ કીર્તિ ભણતા
આવેજી॥ જ્યાં જોગ્ય આજ્ઞા દેઈ દેઈને દાન અપાવેજી॥૩૭॥ તે આશિર્વાદ દે
સહુ કો ચલતા જાએજી॥ ભોઈ ચાલીને બોલી બોલે તે ઘણું સોહાએજી॥૩૮॥

શોભા પર્વતની વૃક્ષની શોભા કંઈ અનેક દીસેજી ॥૩૯॥ ચાલ્યા જયાં ભક્ત સંગ આનંદ ભર્યા અનુરાગજી ॥ ગોવર્ધનની ઘાટી ઉતરી આવ્યાં આગલ જયાં બાગજી ॥૪૦॥ શીતલ છાયા વૃક્ષ હેઠલ ત્યાંહાં પાલખી રાખીજી ॥ લીલા અનેક એ સુખની મન અનુભવી તહાં રાખીજી ॥૪૧॥ આપી અધરામૃત વાહાલાજીએ જલપાન તે કીધુંજી ॥ ભક્ત નીહાલે તે છબી જે સંજોગે બીડું લીધું જી ॥૪૨॥ કુપ ત્યાંહાં સુંદર જલ કાઢી લે તે ભગવદી સહુઅજી ॥ સ્નેહ ભાવનુ મન માંહે ઉછાહ ધરે તે બહુઅ જી ॥૪૩॥ તેટલે વાહેણલે આવી ઘાટી ઉતરીને ચાલેજી ॥ સહુંકો જયાંહાં સુખપાલ ત્યાંહાં પ્રેમે ફરી ફરી નીહાલેજી ॥૪૪॥ આગલ ભક્ત તણાં દલ વાદલ ચાલ્યાં અણી પેરજી ॥ પાછલ માહારાજ વિજય કરે અતી શોભા ભેરજી ॥૪૫॥ સોહે સંગ ભગવદી સુખપાલ સાથે દસ બારજી ॥ ફિરંગ બાર આવી પોહોતા જમુનાને તેણી વારજી ॥૪૬॥ શ્રી ચરણારવિંદ પસારી પોઢયા વાહાલો સુખસુજી ॥ જે જયાંહ મલે તેહ આવે ઘસાઘસી લોભ્યા શ્રી મુખસુજી ॥૪૭॥ શ્રી મુખ નીરખી કરે દંડવત

॥ગ॥ હરખ સાથે હીંડે જી॥ આસપાસ સુખપાલની તે ચાલે મારગ ચોડે જી॥ત્ત॥શોભાએ
ડી એ+ એહ અપરમીત અતીશી સુંદર લાગે જી॥ વાછલ્ય આણી જાણી એમ તે
સુખસુ વહાલો ભગે જી॥૪૯॥ એણી પેરે આવે પોળીના પેગે તે અરોગ
તળાવ જી॥ તત્ત નીરઘતીનિ મન એમ સુખ પ્રીયને એ લાવે જી॥૫૦॥
પાલખી ઉપર છાયા વડની હેઠલ રાખી સુખપાલ જી॥ નિંદ્રાથી જાગ્યા
માહાપ્રભુજી તે શોભા પરમ રસાલ જી॥૫૧॥

॥ ઇતિ શ્રી પાલખી સુખદ અગીઆરમુ સંપૂર્ણમ્॥

॥ પાલખીનું સુખદ બારમુ ॥

॥શ્રી ગોકુલેશો જયતિ ॥ અથ શ્રી પાલખીનું સુખદ બારમું લખીએ છીએ.॥

રાગ:- ધનાશ્રી ॥ બાહેર બીજુ વાર પાસો ઘાયાની સાંજે થયો ॥

॥એક દીન ડારે આવે એમ શ્રી મુખે આજ્ઞા દીધીજી॥રાજ પધાર્યા અરોગ ત્યારે
ભક્તે વિનતી કીધીજી॥૧॥વાહેણી સબ સંગે આવત હૈ એમ પૂછયું તે વારજી॥
સુરતી કરી ભગવદીની પોતે હેત અપારજી॥૨॥કહ્યું રાજ સાથે સહું પણ સાથે
જૈહ છે પાલોજી॥ઘણી વેગલે જઈ પોતાને આગલથી જે ચાલ્યાજી॥૩॥ફરી
પૂછયું કરુણાસું વાહાલે કીતને એક હે ભોઈજી॥વિનતી કીધી પાંચ ભોઈ છે
પ્રસન્નતા પ્રભુ જોઈજી॥૪॥બોલ્યા મધુર વચને પાંચ છે નિર્વાહ કેમ કરીશુંએજી॥
આઠ હોય તોઉ પાલખીએ સુખે નિર્વાહ હોયૈજી॥૫॥નહીતો બે વારે વારે રસ્તહૈ
એક એક પાલખા એહજી॥ઈચ્છા રાજની એ થઈ સહુ ભક્ત તે કહે વિનતી એહજી
॥કૃપાસિંધુએ કહ્યું શ્રી મુખે સદૈવ હમારે કહા અબજી॥આગ્રહ સબહીન કેકરો પાલખીએ બેઠા

એમ આળજી ॥૭॥ અવશ્ય કે કરશે લેઈ મોકુ પાલખી નહી તાણેજી ॥ સત્ય કરો છો
રાજ સહું આગ્રહ ઈચ્છાથી થાએજી ॥૮॥ એહ પ્રકારે ભક્ત પ્રભુને સાથે
આવ્યો બહુ પ્રસંગજી ॥ હાઇંદ્ર ઈચ્છા મનોરથ તેહ માંહ્યં ઉપજે અધિક
રંગજી ॥૯॥ અહીંથી વિજય કરી વળી પાલખીમાં પોઢ્યા કૃપાળજી ॥ વાત્સલ્ય
સ્નેહ કરી ચાલે જાણે રથે પોહોચી હાલજી ॥૧૦॥ એણી પેરે જન રથો આવી
પોહોતા ભ્રાંત સુખાળીજી ॥ સહુ કો મતના ભાગે મારગ માંહ્યં જે આવ્યા ચાલીજી
॥૧૧॥ શ્રી મુખ શોભા જોઈને શ્રીજી નિદ્રા સુખ માંણુંજી ॥ રાગે રંગ ભર્યા આવે અવિલોકે
બોલ્યા ત્યાંહીંજી ॥૧૨॥ મનના ભાવ તરંગ જુજુવા ઉર્મે કરે વિચારજી ॥ જે સદા
પાલખીએ પ્રભુને બેસાડીએ નીરધારજી ॥૧૩॥ વિનતી કરીશ નહી માને તો આણ
એણ પેરે બેસાડશોજી ॥ ભુખ્યા રહીશો જલ નહી ભાવે આગ્રહ ઘણી કરશોજી ॥૧૪॥
એ પ્રભુનો કરુણાકર છે આગ્રહ એવો જો જાણોજી ॥ વિનતી માને અવશ્ય કરી તત્કાળ
ચીતમાંહ્યં આણોજી ॥૧૫॥ દુઃખ જેહેનું પ્રભુ સહી ન શકે જો દુઃખ ઉપજે સહીયજી ॥ ભ્ર

॥૨૫॥ ચિતર્ન કરે તાવે પુરીત મન ન રાખે ઠહીયજી ॥૧૬॥ એહ ભાવસું ભગવાન સન્મુખ ચાલે
આત્મા જાયજી ॥ વાછલ્ય સ્નેહ સહીત મનોરથ એહવા જેહના મન માંહેજી
॥૧૭॥ પીખરોએ પાલખી રખાવી આવ્યું નગર ગામજી ॥ ગાડુએ પધારી આવી
ચરણ પ્રક્ષાલન તેણે ઠામજી ॥૧૮॥ પરડો બાંધી ગાડુ એથી જલપાન કરે ન વારજી ॥
બીડુ લાધું લટકે શોભા શોભીત તેહ અપારજી ॥૧૯॥ કુલ સહીત વાહાલો બેઠાને
સુખપાલ ત્યાંહાંથી ચલાવીજી ॥ દીસા થઈ ઉદ્યોત સુકન તે હોવે સહજ સુભાવીજી
॥૨૦॥ સાથ સહું જલ લઈ ચાલતી થયો તે વારજી ॥ ઉછાહ અતી આનંદ ભરે મન
મોદ તણો નહી પારજી ॥૨૧॥ પ્રભુએ કહ્યું દીન હે કીતનો તે બોલ્યા સંઘાતભાઈજી ॥
રાજ બે એ સુણ અંગલી પીતે આપી તેણે સહીતજી ॥૨૨॥ નીમીત મહા ઓકરી
બોલ્યા ઘડી પાંચ ઉપર હે દીનજી ॥ કહ્યું ઘડી એક દીન રહે તે પોહોચીસે ત્યાંહ
પ્રાણજીવનજી ॥૨૩॥ ઉચર્યા વાહાલો ના ઘડી દો રહે તે પોહોચશે ત્યાંહાંજી ॥ વાક્ય સુણી
પ્રભુના ઉત્તમ ઉછાહ થયો મન માંહીજી ॥૨૪॥ શોભા પરમ રાજે શોભીત ચાલતાં ન રાખે

રંભાળીજી॥સાથ સહુ દોડે મળ્યો આગળ આવ્યો જે આળીજી॥૨૫॥વાહેલીમાં બેઠા
કુતાતે આવી શ્રીમુખ જોઈએજી॥સુખપાલની સાથે ચાલ્યા બેઠા ફરોની ભીંએજી
॥૨૬॥ઉમંગ ભરે કીર્તન ભણે સાંભળે સ્વતઃ ચરિત્રજી॥લીલા અતી રસરૂપ
અનુપમ તે કરે કૃપણું પ્રત્યજી॥૨૭॥એમ રમન વાલી નકીએ લાગુ બેઠા મહાસુખ દાઈજી॥
ઝુમક ફુંદણું મધ્ય સુખપાલે લીધું વાહાલે સાહીજી॥૨૮॥શ્રીકર પોહોંચો
અંગુલીદલ કોમલ અતી સુંદર છબી લાગેજી॥વાગાની છબી તે શ્રીમુખ શોભા
માંહે મન પાગેજી॥૨૯॥ચાલ્યા આવે શ્રી ગોકુલ સન્મુખ શ્રી ગોકુલભૂપજી॥છિબ
ભક્ત ભર્યા સંગે ઉછાહ સહસ્ત્ર પ્રભુ રૂપજી॥૩૦॥નાના વીધી નૌતન ભાવે સહું
આપાપણી નીરખેજી॥કૃપા દાન અધિકથી અધિક તે નહી મહીને ભીસરખેજી.
॥૩૧॥ભક્ત સહુ મધ્ય નાયક પ્રભુ જ્યોતી અપરમીત ઝલકીજી॥ઠૌરઠૌર આપાપણે
રંગ મધ્ય નાયક તે ચલકેજી॥૩૨॥ઝાંકી મુકી એટલે પાલખી ઉપરથી છબી છોડીજી॥
તે એક અસાધારણ શોભા જોઈને પ્રભુ ગયા મોડીજી॥૩૩॥ગોધન આવ્યાનો સમે

॥૩॥ ત્યાંહાં વહે સુગંધ સમીરજી॥ સુખપાલની શોભા જોઈ તે ન રહે કોઈનુ ધીરજી
॥૩૪॥ ચતુરદાસ સારંગીએ કહ્યું સર્વે જોઈ આપ સૌ સજી॥ દેખો મહારાજકી
રાજધાની એ ભાવ વિશેષજી ॥૩૫॥ એ માંહાં મર્મ અનીર્વચનીય શોભા લાગત
હૈ કૈસીજી॥ જૈસો પ્રગટ પ્રકાર દેખાયત દીસારનો સજી એ સાજી॥૩૬॥ ઔર
બહોત નીકી લાગે ઔર રસ જો આગે હોએજી॥ સુણીએ ભાવ ભાગ્ય હોએ
એમ વચન કહ્યું તે સૌ ટેજી॥૩૭॥ સરોવર પર બહેરખ છે એહોની કહ્યું
ગજને તેહજી॥ તે રહ્યું ચૌદે લોક ફરકી એ વચન પ્રગટ ધર્યું એહજી॥૩૮॥ આગલ
ભાગ્યના જાએ કવિત અલૌકીક શોભા થઈઅજી॥ રસ્તા પાસે આવ્યા દીન ઘડી
ત્રણ હશે તે સહીઅજી॥૩૯॥ પુછ્યું પ્રભુએ દીન કીતનો એક રહ્યો હૈ તેણીવારજી॥
વિનતી કીધી રાજ ઘડી ત્રણેક હશે અનુસારજી॥૪૦॥ કેટલાએક ભગવદી
શ્રી ગોકુલથી સામા આવ્યાજી॥ સામા મલ્યા તેહને પુછી ભાવ પ્રેમ ઉદીલાવજી
॥૪૧॥ પ્રથમ વિશ્રામ જલધરે આવી દંડવત તે કીધોજી॥ પાછે નાથભાઈએ દંડવત

કીધી તે માની લીધીજી ॥૪૨॥ સમાચાર પુછયા પોતે લાગ્યા કરુણા આણીજી ॥
બાપભાઈએ બોલાયું નહી થઈ ગદગદ કંઠે વાણીજી ॥૪૩॥ અશ્રુપાત આંખે
સુ જાણ ઉપરનો ભાવ તે બોલ્યાજી ॥ વિપ્ર યોગથી સ્નેહ કરી જે લોચન
પ્રભુસુ મેલ્યાજી ॥૪૪॥ કહ્યું અંતર રહી ઉત્તર આપ્યો નીકુ છે સહું પ્રાણનાથજી ॥
આગલ જાતાં ભગવદી આવ્યા તે સહુ કો સાથ જી ॥૪૫॥ દીનધણી વિશેષ
પાછલે પધાર્યા પ્રભુ પારજી ॥ ભગવદી સમાજ સહીત તે સમે અપારજી
॥૪૬॥ શ્રી ગોકુલ જમુનાજીની શોભા અનિર્વચનીય બહુ નીરજી ॥ સ્ત્રીજન
પુરૂષ ભક્ત સહું ઉભા મધ્ય વહે જલ ગંભીરજી ॥૪૭॥ પુલીન સહુ છાહી
મુક્યું ત્યાં કરે ભગવદી ગાનજી ॥ આપાપણે ટોલે જુજુવા સ્વરૂપાત્મીક થઈ
ધ્યાન જી ॥૪૮॥ ઉછાહ થઈ રહ્યા સહું કો ફરી ફરી આપે શૃંગારજી ॥ પરમ
ભાંત ભાંતના પહેરે ભુષણ ભાવે સારજી ॥૪૯॥ આસપાસ શ્રીજીની સોહે
રોહી સર્વ સમાજજી ॥ તે પાસા સહુ આતુરસુ ઉભા જોવા મહારાજજી ॥૫૦॥

॥૪॥ સંધ્યા સમે અદભુત પશ્ચાપાધી લાગી અતીશે રળીઆણીજી॥ બાગમાંહે પક્ષી
મોર બોલે સ્વર રસીલીત લોભાણીજી ॥૫૧॥ અનુભવૈક વેધએ અનુભવી
અનુભવીયને જાણીજી॥ મન બુધ્ધ ચીત એણી અનુભવી વેસના સ્વયમ
વખાણીજી ॥૫૨॥

॥ ઇતી શ્રી પાલખીનું સુખદ બારમું સંપુર્ણમ્ ॥

॥૧॥ ॥પાલખીનુ સુખદ તેરમુ ॥

॥શ્રી ગોકુલેશો જયતિ॥ અથ શ્રી પાલખીનું સુખદ તેરમુ લખીએ છીએ॥
॥રાગ: જાત્ય॥મારૂ॥ વ્રષુભાન ગઈ હુંતી, ત્યાં રાધાજી રમતા હતી॥
॥પાલખી બેઠા નાવ માંહાં પોધાર્યા માહારાજ॥ખાસી વાહેણ ત્યાંહાં
અઢી રહ્યો તે ભક્ત સમાજ॥૧॥ રહ્યાં વૈષ્ણવ તે સઘળા સંઘ બીજી નાવે॥
નાવ પ્રભુની ચલાવી શોભા સહીત તે આવે॥૨॥ રચી પુરૂષ ભક્તને ઓર
બેઠું મધ્ય પાલખી અતી રાજે॥બેઠાં સાવધાનીસું પ્રભું સુંદર સ્વરૂપ
બીરાજે॥૩॥પાગ સુંદર લાલ પેહેર્યો ભાલ તિલક વિશાલ॥બંક ભ્રકુટી લોલ
લોચન ચીતવનીય રસાલ॥૪॥ગાલસ્થલ નાસીકા શ્રવણ એ પરમ શોભારૂપ॥
અધર રંજીત પીકની છબી દશન ઝલકે અનુરૂપ॥૫॥ઠોડી ઠોડી મધ્ય સ્થલ મુખ
કમલ રસનું પુંજ॥ભક્ત લોચન ભ્રમર પ્રેમ કરે તે ત્યાંહાં ગુંજ॥૬॥સ્વાદ લોલિ મગર
શોભા રૂપ મકરંદ॥એ દાન માહારસ પાનને શ્રી મુખ મધુર અરવીંદ॥૭॥

જ્યાંહાં સકલ રસ ભરપુર રસ અને અને સ્વાદ અનંત॥ જેહની રતી ને ત્યાંહાં
પીઈયે રસ મગન થઈ વિલસંત॥૮॥ સૌભાગ્ય ભાગ્ય તે ભગવદીયનું ભાવેએહ
પ્રકાર॥ વચન શક્ય, ન બુધ્ધ શક્ય, ન શક્ય એહ વિચાર॥૯॥ ગતી સુક્ષ્મ ગતી
અતી તરલ ચાલે છે વીધીસુ તે ભાવ॥ અને સ્નેહની અને કુલી જમુનાજી તણો
એ ભાવ॥૧૦॥ ત્યાંહાં ભાવસું શ્રીઅંગ હાથે ભક્ત જે છે સંગ॥ ફી ફરે મનુષ્ય
ધારતા મન ઉપજે જે તરંગ॥૧૧॥ કહે રાજ આજ ઘણું સુખાલા આલ્યા એવું
કીધું॥ વિજય કરતાં ત્યાંહાં થકીજ. અવારો ઘણો હોઈ॥૧૨॥ પણ ભલા
પીટીલાસને આવી ચાલતાં ન જાણ્યું લગાર॥ વાટે આવ્યાં હાંસી કરતાં
શ્રી મુખ્ય જીતા સાર॥૧૩॥ રથનીજ સાથે દોડતાં ધાની તે જાતાં ચાલી॥ સુખપાલ
સાથે આવ્યો તે અતી ઘણું ભાવ્યા સુખાલ॥૧૪॥ જો રાજ સુખપાલનું
બેસવું સદા એણ પેરે હોઈએ॥ એમ લીને તે વારૂં ઘણું મનોરથ ધરે એવું
કરીએ॥૧૫॥ સર્વ પીને તે સાંભળ્યું પણ બોલ્યા નહી॥ ને કોઈ સ્નેહભાવ

॥૨॥ તે જમુનાના સહું ઘરીયા રૂદીયા માંહી (પ)॥૧૬॥ વૈષ્ણવ બેઠા નાવ માંહ્યું ગાએ
ધોળ થઈ તે પ્રસન્ન॥ નાવ ચાલી આવે શોભા તે અનીરવચન॥૧૭॥ આનંદ
અતી કલ્લોલ સુખ આપે તે શ્રી મહારાજ॥ જાણે અદ્ભુત પ્રકાર જોએ
સર્વ સમાજ॥૧૮॥ નાવ શ્રી ગોકુલ જસોદા ઘાટ આવ્યું જ્યાંહાં॥ આરત
સહીત શ્રીમુખ નીરખે અતી હરખ ધરે મન માંહાં॥૧૯॥ ઉદઘોષ થઈ રહ્યો
ઘણો જોયું ન સુણાએ મન॥ લોક જમુના તીરે કોઈનો નહી તે અનું-
-સંધાન॥૨૦॥ ઠામ ઠામે ગલીત પુલીન સૌ વહ્યું તે ઘાટ॥ જે જ્યાંહાં
તે ત્યાંહાં ઉભા રહ્યા, શ્રી મુખ ચાહ॥૨૧॥ અ સંખ્યાત જે લોક સંખ્યાએ
કયેમ કહેવાએ॥ નીર માંહાં પુરૂષોત્તમ તણું ન એ સંખ્યા થાએ॥૨૨॥ ઉત્સાહ
આનંદ વેશ પ્રગટ દીસે બાજુ માંઈ॥ લુબ્ધ જયેમ મધુપ રહ્યાં તેમ લપટાઈ
॥૨૩॥ ત્રૈલોક્ય સૌભાગ્ય પ્રગટ એસો દીસે ભાગ॥ દિવસ અસ્તાંગનો તે નાવથી
ઉતરીઆ સુખસાગ॥૨૪॥ કંદર્પ કોટી કીયા સુંદર પરમ સુંદર રૂપ॥ શ્રી ગોકુલપતી



॥૪॥

પ્રાણ વલ્લભ જગત વલ્લભ જુવો॥૨૫॥ રાગ: પુરવી॥ શ્રી ગોકુલ શોભા રહ્યાં
તેને આશ્ચર્ય અતી ઘણીઅજી॥ શ્રી મુખ જોઈને શ્રી મુખ વૃષ્ટી કરે તે કરૂણા
નાણીયજી॥૨૬॥ શ્રી ચરણારવિંદ મસ્તક મુકે તે થઈ અતી ગલીતજી॥સમાધાન
પ્રભુ તેથી તેહના ભાવ તે ચાલ્યો ફૂલીતજી॥૨૭॥ અસાધારણ આસનપાસ
ભીડ મધ્ય સુખપાલ તે ચાલેજી॥ ભીડ જ્યાંહાં ત્યાંહાં ગલી અટાલી ચઢ્યાં
તે અદ્ભુત નીહાલેજી॥૨૮॥ ઠામ ઠામથી થઈ રહ્યાં સઘલે તે જય જય કારજી॥
એ કુરીત નહી કીહીની કીહેને રસ પ્રગટ્યો સીંધુ અપારજી॥૨૯॥ માહારાજ
પાઓ ધાર્યા જ્યાંહાં ભીડ આગલ રતન ચોકજી॥ શોભા રૂપથી પ્રગટી
શોભા શોભાને પ્રસરી ત્રૈલોકજી॥૩૦॥ શ્રી ગોકુલ શોભા શોભીત
શોભા તે ધામ ધામજી॥ શોભા છાઈ રહી સઘલ શોભીત થઈ ઠામ ઠામજી
॥૩૧॥ મંદીરની ગલી સદાવ નીજ મંદીર શોભા ભરીઅજી॥ શોભા પરમા
વોધી આગલ કો શકે ન કરવુ ધરીઅજી॥૩૨॥ છોટી પાલખી આણી ત્યાંહાં

॥૩॥ પ્રભુ શોભા સહીત બીરાજયાજી॥ તે સહુ કોઈ એક નીજ મંદીર પાઉધાર્યા
માહારાજજી॥૩૩॥ એમાનંદ રૂપથી આનંદ કીધો શોભા મધ્યે પ્રવેશજી॥ભીતર
માંહાં પરમ સુંદર દીસે વાહાલા નવલે વેષજી॥૩૪॥ સેય નાથજીના મંદીર
માંહાં પાઉધાર્યા આધારજી॥ સજે આરતીની ત્યાંહાં થઈ આરતી તે
તેણી વારજી॥૩૫॥ બાલક વહુ બેટી દરશનને આવે હરખે ત્યાંહાંજી॥
ભીતરીયા જલગરીયા આવ્યા જે જે સહુ ત્યાંહાંજી॥૩૬॥ સમાધાન સતકાર
કરી સહુ વાહાલો બાહેર પધાર્યાજી॥ સોહે મોહે જોઈ સુંદર ભાવ તે
ન્યારા ન્યારાજી॥૩૭॥ લટકતા લટકતા ચાલે પ્રસન્ન તાસે અપારજી॥ ઝગમગ
દીપ જ્યોતી ઝલહલે સજે તે સુખનું સારજી॥૩૮॥ છબી પાગ તણી કો
મુખની શોભા તીલક કેશરી લાલજી॥ મૃદુલ હાસ્ય મુસકની મનોહર
મધુરા વચન રસાલજી॥૩૯॥ અધર સધર રસ રેખા રાજે રૂઆ રંગરસ
જેહજી॥ સ્વાદ અનુભવ અનુભવ જાણે લોભ્યા અતી સો તેહજી.॥૪૦॥ અતરંગ તરંગ

મન તણા રંગી સંગમઈ ઇચ્છેછેજી॥ રૂપપ્રદ પ્રીય પાનૈક ઐક્ય રસ ભાવ
સ્નેહ તે પ્રીછેજી॥૨૧॥ લોચન ગ્રીવા રસવસ કીધા રૂપે રહ્યા તે અટકીજી॥
પલક ન જોલે ભાવે પલ મેં રહે ન પ્રેમ ફરકીજી॥૨૨॥ અતલસ છાપેલી
વાગા ઉપર જે પેહેરી ફાલકુ॥ શોભાવે અર કયા રૂપે હરખ્યા અરૂપ
લગી ન જાયજી॥૨૩॥ ઐક ભાવે પુરા સ્નેહે સુરા સ્વરૂપમાં લપટાએજી॥
અનુભવ કરવા ઉભય રસ ભરવા પ્રીયહીત આતુર થાએજી॥૨૪॥ કોણ
ગોપી એ ભાવહી ભાવ તે ઐક ઐક અનુપજી॥ ધાનૈક રૂપાનેક પ્રેમ રસ
ગોકુલેશ એ સ્વરૂપજી॥૨૫॥ મંદીર નીજ ભીતર આગલ પ્રવેશ ધરશે
ઐમ ઉચ્ચારજી॥ જે મંગલ નીધી જે નીધી મંગલ જય જય કારજી॥૨૬॥
ઝણું ઐમ કહી વાણી મુકી શ્રી અંગ દરશ સુખ દીધુંજી॥ જે આછાદીત
અંગ અનુભાવે તેહનું ગમનું કીધુંજી॥૨૭॥ તે દરશન ભાવે પુલકીત
થાએ અંગ અંગ સુખ નીરખેજી॥ તે કહ્યું ન જાએ મન મનસાનું

॥૪॥ કરણ પ્રીતે પરખીજી ॥૪૭॥ સ્નેહ દિસે રસ ભક્ત તણી મન તે રસની શું
જાણીજી ॥ મન ભાવ વશ ભાવ ભાવશું ભાવીત મનમાંહી આણીજી.
॥૫૦॥

॥ઇતી શ્રી પાલણાનું સુખદ તેરમું સંપૂર્ણમ્॥

॥૧॥

॥ પાલખીનુ સુખદ સોંદ્યુ ॥

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥ અથ શ્રી પાલખીનું સોંદ્યું લખીએ છીએ॥

॥રાગ: ગોડી ॥

॥પ્રફુલ્લીત અંગે ઘણું પ્રભુ સાથે આવ્યા જેહજી॥ બેઠકમાં બેઠા
વાહાલોજી પ્રફુલ્લીતા મન તેહજી॥૧॥પ્રફુલ્લીતા વલ્લભ તણા વલ્લભ
અનીશી ભક્તજી॥અંત રહીત હીત તણું જે પ્રફુલ્લીતા અવ્યક્તજી॥૨॥
પ્રફુલ્લીતા શ્રી મુખ સુખની અધર રંગે રસ સોહેજી॥દ્રિગ કપોલ
ગલ સ્થલે પ્રફુલ્લીતા અતી મોહેજી॥૩॥પ્રફુલીતા પ્રીય જુથને એક નવલ
નાયક નેહજી॥ સહુથી પ્રીયને મને મન અધીક પ્રફુલીતા તે એહજી॥૪॥
પ્રફુલીતા સઘલે ભરી એમ બેઠા છે સુખરાજજી॥બીજ દાડમ પેર્ય ભર્યા
તે ભક્ત ફુલ ઉલ્લાસજી॥૫॥શોભા સહુ સકુચી રહી ત્યાંહું શોભા પ્રગટ
સ્વરૂપજી॥વર્ણન કરોય કો શકે લહે અનુભવી એહનું રૂપજી॥૬॥ઝાડવું એક

રહીઉઠ્યા પ્રભુ રહ્યા ગાદી ઉપર ઉભાજી॥ શીશે ઉપરેણો બાંધ્યો ને અનુપમ
દીસે શોભાજી॥૭॥ લટકતી ચાલ સોહામણી ગડુએ પાઓ ધાર્યા
ભાયજી॥ ઢોલે મલી પેડો રાખ્યા મધ્ય બેસે સહુ કો સાથજી॥૮॥ ભરપરાય
લીલો આવે ફરે પાન મધુરાં વચનજી॥ કુરે મુસલની જે પારસા પ્રીય
ભાગ્ય તેહનું ધન્ય જી॥૯॥ આવ્યા સંગે જે ભગવદી ફીરીને વલીયા
ધીરજી॥ ફરી બેઠા બેઠક માંહે આનંદ ઉછાહ ભેરજી॥૧૦॥ ફરી પ્રભુ
પોધાર્યા લટકતી ચાલે શ્રી ખંડી માંહાંજી॥ ચરણ પ્રક્ષાલન કરીને કીગલા
આચમન લીધું ત્યાંહાંજી॥૧૧॥ સંધ્યા વંદન ફરી મધ્ય બેસીને વાહાલે
કીધુંજી॥ ધીરી ઉભા ભક્ત સહું એ સુખનું દરસન દીધુંજી॥૧૨॥ શ્રીખંડ માંહાં
ભક્ત હીતે આવીને બેઠા ફરી એજી॥ ત્યાંહાં તબકડા આવીને સહું કસાસું
એગી કરીયજી॥૧૩॥ ઉઠ્યા શ્રીપ્રભુ રસીકવર સુંદર ની બારી માંહાં આવ્યાજી॥
ગાદી મુદે બેઠા તે અતી ભક્ત તણે મન ભાવ્યાજી॥૧૪॥ તતકાલ ગડુએ સાજ

॥૨॥ સહુ લેઈ બેઠા પ્રભુને પાસજી॥ કુલ સહીત ઉછરંગે ભર આનંદીત જમુનાદાસજી
॥૧૫॥ આંહીં જે જે ભક્ત રહ્યા તેણે ઉછાહ ભર વિચાર્યુંજી॥ સર્વસ અર્પીને
રહ્યા એમ કુલ્યું છે ભાગ્ય અમારૂં જી.॥૧૬॥ પ્રથમ નાથભાઈ મોહનું સાથે
બેઠી વહુઅજી॥ આવ્યા મનોરથ પ્રભુ આગલ ભેર ધરે તે સહુઅજી
॥૧૭॥ ભાઈ રતનજી નામ લેઈ લેઈ પ્રભુને કહેતા જાએજી.॥ દેખી હીત
નીજ ભક્ત તણાં એ આનંદ ઉર ન સમાએજી॥૧૮॥ પોતે કહ્યું ઉંહાં
ભેર ઘરા સબ ગહુ દૈરા કહાં ઈહાંજી॥ વિનતી કીધી ભેર ધરે છે જે કો
મો હીતા ત્યાંહાંજી॥૧૯॥ આપાપણે ઉછાહ કરે પીતવારૂ પ્રીતેજી॥ નામ
સુણ પ્રેમે વાહાલોજી માની લે તે રીતે જી॥૨૦॥ કીધ ભાગવદીનો છાવરો
કરી ભોગને તે આપેજી॥ વાછલ્ય કુલ તે મન ધરે એમ અભાલ મનોરથ
થાએજી॥૨૧॥ ભાગ્યરાશને ઘેર રહ્યા તેણે દીનતા મન આણીજી॥ એ
સુખ અહર્નો હોઉ નહી આરતે એમ તે જાણીજી॥૨૨॥ ભલે પધાર્યા વાહાલોજી

અતી કુશલ વધાઈ થઈ અજી॥મંગલ થાલ લેઈ વાછલ્યરુ મનોરથ આગલ
રહીયજી॥૨૩॥આરતી કરે શ્રી ગુરુ નીરખી હરખી તે તનમન વારેજી॥સુખનીધી
કરે સતકાર ભાવ પુરણ ભાગ્ય વિસ્તારેજી॥૨૪॥ભોર ઘરે તેણી ભાવે ભલે
બેઠા પ્રભુ સુખપાલજી॥ભાવ લહી અધીક કરુણા તે કીધી થઈય કૃપાલજી
॥૨૫॥ભેટ થઈ અહી અતી ઘણી વાત વારી સર્વેજી॥બીરાજી કહે એણ પેરે
સદા સૌભાગ્ય તણી અતી ગર્વેજી॥૨૬॥આવે તે ત્યાંહાં વળી સહુ બાલ
કુટુંબ પરિવારજી॥શ્રી ચરણારવિંદ શીશ ધરી કરે તે નમસ્કારજી॥૨૭॥
રાજ ભોઈ કિયા સાથે તે સમાચાર એમ પૂછે જી॥શ્રી ગુરુએ કહ્યું ભલા
રાખ્યા ભોઈ તે વારુ છે જી॥૨૮॥એમ સમય ભેલ સજ્યાનો થયો
એમ ભકતે વિનતી કીધીજી॥બાલક જે બેઠા હતા તેહને આગ્યા દીધીજી.
॥૨૯॥ઉઠયા વાહાલા લટકેશું ભેલ સૈજ્યાએ પોઢાર્યા જી॥વાછલ્યતા કી
ભકત તણા તે મન માંહાં ભાવ વિચાર્યજી॥૩૦॥પહેરો પહરની ગઢ વાલ

॥૩॥ વેજાવ્યે પીછયા નાથજી ॥ કી ચરણારવિંદ બેઠા કી ગ્રહી શ્રી હસ્તે બેહું હાથજી
॥૩૧॥ લગાવે તેલ કરિ મર્દન કુલ્યસુ જેમ પ્રીયને સુખ થાયજી ॥ ઓર સખી
પ્રસંગવાર્તા હાંસી બહુ અ થાયજી ॥૩૨॥ વરષે વરષે શ્રી મુખ ઉપરે રસીક
રસાલી વાણીજી ॥ અત્યન્ત માધુરી લાગત હૈતે રસદાન કી યાતમાંહ્યાં
આણીજી ॥૩૩॥ રાજ રાજ રસે મગન થઇ ફરે બેઠાનીકર કે કીઇજી ॥ પછી
પરસ્પરે સહુ કી તે હાંસી પ્રભુની જોઈજી ॥૩૪॥ ખીલા ખેલે આતુર થઈ
થઇ એક રૂપ રહ્યાં નીહાલીજી ॥ જુગ જુગ જુથ નકી આવ્યો પુંઠ સંભાલેજી
॥૩૫॥ તેલ લગાવી ઉઠયા ચોકી ચરણે ધરી સોહાવીજી ॥ પધાર્યે વેગે મુઠ.
બાંધો લેઈ રહ્યા તે આગલ આવીજી ॥૩૬॥ વલી મોઇ મોઇ એણી સખી
આવી નીર ધરે છે જી ॥ શીલા રૂપ પ્રીયનું સુખ જોઈ દંડવત કરે છેજી ॥૩૭॥
શ્રી હસ્તે લેઈ મસ્તક બાંધી વાહાલીજી તેરજી ॥ કેશની આલા પેચમાંહી
શ્રી કરના લટકની જોરજી ॥૩૮॥ ઉઠયા પેઠે યો નીઓ શ્રીયંગે તે અતીશે રાજેજી ॥

॥૫॥ બાહેર પોધાર્યા ઢલકતી ચાલે શોભા સહીત બારાજેજી ॥૩૯॥ જય જય કાર ધય
વહ્યો બીજુ સુઝી નહી કનજી ॥ અચલ ચૌક દીબારોમાંહા કાંઈ લાડ
તણું નહીં માનજી ॥૪૦॥ ગઉમે પોધારી ફૂરી આવ્યા વાહાલો અતી
સુખ દાઈજી ॥ જયાંહાં ત્યાંહાંથી ઉઠી સહુ કો આવ્યા મન હરખ
વધાઈ જી ॥૪૧॥ ચરણ ક્ષાલન કરી સઘ રસોકપર આવ્યાતી સુખ
સેજજી ॥ તનીયો પેહેર્યો આછાદીત ઉપરેણો ફરી મન હેજજી ॥૪૨॥
ધરી ચરણ ચોકી પર સેજે બેઠા રસીક રસાલાજી ॥ ભક્ત સમીપ જોએ
છે પ્રેમે એહ અનુપમ લીલાજી ॥૪૩॥ દીનકરલાઈ પેગી બીડા લાવ્યા
તેણ વારજી ॥ શ્રી મુખ પિકસીત કરી આરોગ્યા છબીલું પ્રાણ આધારજી.
॥૪૪॥

॥૪૬॥ બડભાગીયે એહ મનોરથ એણી પેરે કીધોજી ॥ આવ્યો સાથ મલી જોઈ
સદ્ગુરુએ પ્રસાદ ત્યાંહાં લીધોજી ॥૪૭॥ એણી પ્રકારે સુખ આપ્યું ભગતને
શ્રી માહારાજેજી ॥ મનોરથ મહેદ ભગતનો અનુભવ કીધો સર્વ સમાજેજી.
॥૪૮॥ શ્રી પ્રભુજી શ્રીજીદ્વાર પધારી રહ્યા ત્યાંહાં દીન ચારજી ॥ એકએક
ફાગુંની લીલા તેરનો અનંત વિસ્તારજી ॥૪૯॥ અને એહનું વર્ણન. તે
જીહોથી બને ન થાએજી ॥ ઈચ્છા ભાગવદ મેહેદ કૃપાબલથી એ
રસ પ્રેહેવાયજી ॥૫૦॥

॥ ઈતિ શ્રી પાલખાનુ સુખદ ચૌદમું સંપૂર્ણમ્ ॥

॥૧॥ ॥પાલખીનુ સુખદ ॥૧૫॥

॥ શ્રી ગોકુલેશો જયતિ ॥ અથ પાલખીનું સુખદ પંદરમું લખીયે છીએ ॥ રાગ : સારંગ ॥ રસ ગ્રંથના સોલના માંગલ્યનો ॥

॥ મનોરથ પુરણ એ ભક્તના શ્રી વિઠ્ઠલરાજ કુમારજી ॥ શ્રી ગોકુલ લીલા અભીનવી નીત પ્રતી ચરિત્ર અપારજી ॥૧॥ સુંદરવર સુકુમાર જે શ્રી વલ્લભ પરમ ઉદારજી ॥ શ્રી ગોકુલ નાથ એ નામ તે ધર્યું છે ભક્તે સારજી ॥૨॥ ભક્ત વિસે કૃપા સદા સ્વતઃ જે અંગીકારજી ॥ દીન તેહો ઉપર ઘણું અનુદીન એહ વિચારજી ॥૩॥ રૂપે સ્વતઃ જી એ કરે અવર ન આવે ચીતજી ॥ ઉપજાવે પ્રેમે કરી અનુભવ કરવા નિત્યજી ॥૪॥ ઇચ્છા એ જે રસ રૂપે ભાવ પ્રગટ કરે તેહજી ॥ તત્ક્ષણું તેહ મનોરથ ઉપજે ભક્તને એહજી ॥૫॥ ભાવ એ પ્રભુ અને ભક્તના કોહીને કહ્યા ન જાએજી ॥ આતુરતાનું કારણ સ્નેહ જયેમ અદકો થાએજી ॥૬॥ સ્નેહ સર્વોપર સહી કરવા તેહનું દાનજી ॥

સંક્ષેપ કરવો જે એ મધ્યે તે સ્નેહ વિનાનું જ્ઞાનજી ॥૭॥ પુરણ પુરૂષોત્તમ
એ પુરણ સકલ સામર્થજી ॥ પ્રાગટ્ય સકલનું સારએ પ્રગટ્યા ભક્તને
અર્થજી ॥૮॥ ખટગુણ આદે દેઈને અષ્ટમાંહ્યં જે સિધ્ધજી ॥ નવરસ
આદે રસ સહુ નીધી આદે નવ નિધ્ધજી ॥૯॥ દિવ્ય સનુરહાસ આદે
દેઈ સકલ ઈચ્છા આધીનજી ॥ ભાવે વશ વાહાલો ભક્તને જે સ્નેહ રૂપીયું
દીનજી ॥૧૦॥ વિનતી માને જે પ્રથમની તે કહી છે વિસ્તારજી ॥ સુખ આપ્યુ
પરમાવીધી જીવન પ્રાણ આધારજી ॥૧૧॥ લોભી રસ એ પ્રેમના કયેમ
કરો ત્રપતી ન થાયજી ॥ આગલ હીત અભીલાખને ભાવ ન રૂદે સમાયજી
॥૧૨॥ સદા સર્વદા એણી પેરે મનોરથ એ સુખપાલજી ॥ શી પેરે કીજે
વિનતી મન ધરે તે પરમ કૃપાલજી ॥૧૩॥ ઈચ્છા મુલ એ ભાવનું કારણ
ન લહે કોએજી ॥ રૂદે સ્થાપીત કરી ભક્તને અનુભવ કરવા સોહેજી ॥૧૪॥
કોએ વિચારશે મન એમ ઈચ્છા તો શું સંકોચજી ॥ પીતેથી પ્રભુ સેન

કરે એહ ન ધરવો સોચજી ॥૧૫॥ લૌકીક તે મારગ સહુ જયાંહું નહી રસનું
મુલજી ॥ લૌકીક અતુલ અનુપ એ નહી કોએ સમતુલજી ॥૧૬॥ પીતે સ્વતઃ
સ્વરૂપશું ઇચ્છાએ અદ્‌ભુત મર્મજી ॥ કહી કીધાં માંહાં સામર્થનું શું
ઇચ્છા અલૌકીક ધર્મજી ॥૧૭॥ રાજ નીત્યનાં કાજની તે માંહાં નહીએ
નીરધારજી ॥ ॥૧૮॥ આગ્રહ અગર
કરે પ્રભુ ત્યેમ આતુર મનજી ॥ કૌ દ્વારા વિનતી કરાવીએ થાયે કામ સંપન્ન
જી ॥૧૯॥ તર્ક વિતર્ક કરે ઘણા નિશ્ચે એક ના થાયજી ॥ ઇચ્છાએ આવ્યું
એ મતે ભક્ત તણા મન પ્રીયજી ॥૨૦॥ આવે ભાગ્ય સૌભાગીઆ મોહન
પ્રીયનું પ્રીયજી ॥ નીરધારે જે તેહશું અંતરંગ સ્વકીયજી ॥૨૧॥ પ્રાર્થના
એણી પેરે કરે આરતશું અનુદીનજી ॥ ભગવદી જેહને એ રૂચે સોયે
ભાવિ ભીન્નજી ॥૨૨॥ ભાવ દ્વારા એકે રસે થાયે તે અતી પુષ્ટજી ॥ પરમ
કુલોદય સહી કૃપા તણી એ વૃષ્ટીજી ॥૨૩॥ આગ્રહ જયેમ રસમાર્ગે

સ્વાદ કરે ઉત્પનજી॥ પ્રભુનો આગ્રહ જયેમ લહી આરત્ય ગીણાવી ધન્યજી
॥૨૪॥ વાછલ્યતાનું રૂપ જે સહુથી ન્યારૂ તેહજી॥ સુખ દીધુ સુખપાલનું
રઢ લાગી મન એહજી॥૨૫॥ રતી વસંત તે રતીભલી ખેલાવે વાહાલો
ફાગજી॥ ફુલ્યા ભકત તે ફુલસું માના પ્રેમ પરાગજી॥૨૬॥ જોબન મદ મદ
કામનું સૌભાગ્ય મદ ઉન્મતજી॥ સંકુત રહી અતી રાંકા તે થયા પ્રીય
રસ સુરતજી॥૨૭॥ ભુખણ વસ્ત્ર તે શોભીતા ધરીઆ આપાપણે રંગજી॥
નીરખી નેહે નાહોને આનંદ ઉમંગે અંગજી॥૨૮॥ ભીના ભાવે સ્નેહસું
અંચલ ઓટે કરે આશાજી॥ મન તરંગ રંગે રમે ઉપજે રસ ઉલ્લાસજી
॥૨૯॥ ઉત્થાપન ગાદી મુકે બેઠા સુખની રાસજી॥ મનોરથ કરી ત્યાંહાં
આવીયા સીરીજી ગોકુલદાસજી ॥૩૦॥ વિનતી કરી પધરાવીઆ પોતા કેરે
ઘેરજી॥ સંગે તે સૌભાગીયા આવ્યા સહુ રસ ભેરજી ॥૩૧॥ ઉછાહે અતી હરખસું
ખેલાવ્યા તે વસંતજી॥ નૌતન શોભા સુખ તણું આપ્યું તેહ અનંતજી॥૩૨॥ ત્યાંહાંથી

નાથભાઈએ ઘેર પધરાવ્યા નાથજી॥ તે કોએ છબી ભલીનવી નીરખે
સઘલો સાથજી॥૩૩॥ વાગા પ્રીય પહેરાવીઓ હીરને તેહ રસાલજી॥ તેહ
સમેનું સુખ જોઈ નરહે કોહોને સંભાલજી ॥૩૪॥ છીરકે કેસર રંગનું ઉડે
અબીર ગુલાલજી॥ પ્રેમે વૃષ્ટિ રસભર કરે રૂપે લોભ્યા બાલજી ॥૩૫॥
તેહ સમે માંહે આવીયા મોહન ભાઈ ત્યાંહુંજી॥ શ્રી મુખ જોઈ આરત્યે
હરખ્યાં અતી મન માંહાંજી॥૩૬॥ સાથ સહુ હરખ્યો ઘણું વાંછીત
થયું છે આજજી॥ ઈચ્છા પ્રભુજીની થકી થાશે ઈચ્છીત કાજજી॥૩૭॥
ભક્ત તણા મનોરથ કરી પુરણ પ્રભુ કામજી॥ ત્યાંહાં થકી પાછા ધારીયા
રસભર નીજ સુખ ધામજી॥૩૮॥ પછે ભાગ્ય રાશ સંું ભગવદી હરખે કરે
સહું વાતજી॥ સાંભલી સાંભલી મોદ તે મન માંહે ન સમાતજી॥૩૯॥
ભાગ્ય તમારે એ ફરી પૂર્યા મનોરથ મનજી॥ એણી એણી ભાંતિ સુખ સહું
કેહી પેરે કહીએ વચનજી॥૪૦॥ અનુભવ સહું આપાપણે કહેતાં મોદ ન

માયેજી॥ હરખસું આવે ઘણું આરંદીત અતી થાયેજી ॥૨૧॥ મન ધરે
મનોરથ માહારો પુરશે પ્રભુ કેહી વારજી ॥ દીન ભાવસું ભગવદી આગલ
કરે ઉચારજી ॥૨૨॥ સહું કો કહે હાર્યા છો ઉઠો અે કરવો છે બહું
વિચારજી ॥ ભાવ પ્રબલ તમ તણો કરી થાસે સહુ નીરધારજી ॥૨૩॥ ન્હાવાને
ઉઠીયા પછિ અેમ દીન થયો તે વીતીતજી ॥ બીજે દીવસે સહુ મલી
બેઠા થયું અેકું ચીતજી ॥૨૪॥ કીધુ અેમ નીરધાર તે વિનતી કરવા
અે કાંત્યજી ॥ જે વિનતી કીધાની રીત છે કરોઅે તેણી ભાંત્યજી.
॥૨૫॥ અેમ નીરધાર કરી કહે ફલ છે ડોલની ભીડયજી ॥ ડોલ વીતે
વૈષ્ણવ સહું બાલકી થાશે ઉછાહજી ॥૨૬॥ અે સંમત નિશ્ચે કરી ઉઠ્યા
મન ધરી આસજી ॥ પ્રભુજીઅ તે કરશે સહીશે દ્રઢ થયો વિશ્વાસજી
॥૨૭॥ પ્રભુ લહે કે અે ભગવદી અંતરંગ ને ગુંજજી ॥ ચંચલ નહી પ્રવેશ
નહી કોહીને નેન પડે કોહીને સુજજી ॥૨૮॥ ડોલ કરી પાછે આવ્યા

॥૪॥ વૈષ્ણવ સઘળી સાથજી॥ સમે પામી કીજે વિનતી કૃપા પ્રભુને રાયજી.

॥૪૮॥

॥ઇતી શ્રી પાલણાનું ઝુમખ પંદરમું સંપૂર્ણમ ॥

॥૧॥ ॥ પાલખીનું સુખદ સોળમું ॥ ૧૬ ॥

॥શ્રી ગોકુલેશો જયતી॥ અથ પાલખી સુખદ સોળમું લખીએ છીએ॥
રાગ-જાત્ય॥ જુ પાલાઃ રસીક રસ ગ્રંથના છઠ્ઠા માંગલ્યની: વિઠ્ઠલ
દાસે વિનવ્યા પ્રભુ કરી બહું પ્રકારજી॥

॥ચૈત્ર વદી દીન ત્રીજી રજની પહેલી ગઈ જામ॥ ભગવદી સહુ કો આવ્યા
આપાપણે ધામ॥૧॥ સમય થયો એ સંત પ્રભું પોઢ્યા સુખ સેજ॥
આવ્યા ત્યાં આરતી ભક્ત બેહું પીયરું હેજ॥૨॥ ત્યાંહાં રસીક વર કાંઈએક
મનસું કરે વિચાર॥ આવીને ઉભા રહ્યા સેજ પાસે તે વાર॥૩॥ મન કંપાય
માન થઈ રહ્યાં વિનતી કેમ થાય॥ પગ ન પડે શિથીલ અંગ વચન તે
કહ્યું ન જાય॥૪॥ ઉભરી આવે મન કહેવાનિ હા મન ધભાયે॥ આતુરતા તન
અતીશે રંચ ન એ સહેવાયે॥૫॥ ભીડ પડી ધીરજ ન રહે મન કેમ ઠહેરાએ॥
રૂદે હાથ નહી વિલંબ થાએ તેથી અકુલાએ॥૬॥ ઘડી એક બે એમ ગઈ

મનડાર્યું ધીર॥સમે એહ પામ્યો છું ન બને ગંભીર ॥૭॥પછી કરી દીકરીએ
વિનતી કરી મહારાજ॥ જદ્યપી ધીરજ ધરૂં તોહે અતી આવે લાજ॥૮॥રુકુણ
એમ કુમરી પ્રભુએ દીધો તેહ॥પ્રાણનાથ કહ્યું મોહનલાલ વિનતી
કરે એહ॥૯॥ પોતે ઉઠી બેઠા વાહાલા પુરણ કામ॥કહ્યું રાજ અહમો બેઠું
છું લઘાંનામ॥૧૦॥ સાવધાન સુ કરી મુખ કરી નીજ મંદીરને પાસ॥
કરવર લઈ પોઢ્યા પારાભર પ્રીય સુખરાશ॥૧૧॥ સિરાણે ગાલ
મસુરીયું તે દીધુ ત્યાંહાં॥ કોણીનો ટેકો દેઈ હસ્ત શ્રી મસ્તક
જ્યાંહાં॥૧૨॥ કહ્યું જે કહો કયોં આયે હો પ્રભુ મધુર વચન॥ વિનતી
કરવા આવ્યા છું રાજ મનોરથ મન॥૧૩॥ ભાંત્ય ભાંત્યના મનોરથ
પુર્યાને પુરશો રાજ॥પણ મનોરથ એક અહમારો તે પુરણ કરવો
આજ॥૧૪॥ ઓર હમારી વિચારવી નહી કરી વિશાળ॥સદા સર્વદા
સિધ્ધ કીધુ જોઈએ એહ સત્ય॥૧૫॥ઓર વિચારવી પોતાની થઈ કરુણાળ॥

॥૨॥ દિન ભાવસુ વચન કહ્યાં પડે તે કાલ॥૧૬॥ ભક્ત ભાવ દિનત્વ વચન તે
ધરી મન માંહ્ય॥ કહ્યું શું છે તે કહો એમ બોલ્યા રસીકવર ત્યાંહ્ય॥૧૭॥
જે કહ્યું નીત્ય કહત હો કરત હું સબ સોઈ॥ બહોરી કરેંગે જે કહ્યું
કરનો જે સોહાએ॥૧૮॥ ફરી વિનતી કીધી એમ કહી પ્રાણ નાથ॥ જે
પાલખી બેસી પધારો સંતુષ્ટ આપ્યું સહુ સાથ॥૧૯॥ સર્વ ભગવદીય
ના મનોરથ પુર્યા તેણી વાર॥ હું આવી ન શક્યો તે દાઝ રહી પ્રાણ
આધાર॥૨૦॥ પીતે કહ્યું જે મોહનદાસ સુનો તુમ એહ॥ મોકુ તુમ જો
કહત હો સબે કરત હું તેહ॥૨૧॥ તે માટે વિનતી માની એ શ્રીમાહારાજ॥
સદા સર્વદા સિદ્ધ કીધું જોઈએ કાજ॥૨૨॥ પાલખી કે લાયે તુમ મોકુ
કહેનો નાહી॥ પાલખી કેસે બેઠું જો મોકુ નહી નાહી॥૨૩॥ વિનતી કીધી રાજ
તો એમ કહો છો આંહાં॥ કહેતા આવ્યા છો એમ પણ ધુરો છો ક્યાંહાં॥૨૪॥
અને હવડાં ક્યાં ધુરશો રાજ દીહાડી થાએ॥ પણ શું કહીએ જો કહ્યા

વીન અહમો તે રહ્યું ન જાએ॥૨૫॥ પીતે કહ્યું તુમ દીનની કરતણો કેને
અર્થ॥ચહ વાત નહી હોતી કહે પ્રભુ સકલ સામર્થ॥૨૬॥ તે શા માટે એમ
કહો છો રાજ સુખ રાશ॥ શ્રી ગુંસાંઈજી બોલે નહીં કીધું એહ વચન
પ્રકાશ॥૨૭॥ તો મે ક્યોં બોલુ સાત આણી બોલ્યા એમ॥ વિનતી
કીધી જે બોલો છે વધા બોલો ક્યેમ॥૨૮॥ કબહુ કબહુ બોલે તો
કહી એમ બોલ્યા રાજ॥ નિરંતર નાહી બોલે તો ક્યોં હું બોલું
આજ॥૨૯॥ કહે ચાકો તો કહા હે વચને નીસરી જાએ॥ એ મોકો જે
નહી ભાએ તાકો કોણ ઉપાયે॥૩૦॥ વલી વિનતી કીધી આરતે વાધી
લોચ॥ રાજ કહો છો ના ફરી ફરી કહેતા સંકોચ॥૩૧॥ કરવી અતી
દીકાઈ રાજસુ તેહ અત્યક્ત॥ એમ કહો છો સાને ભજે રાજે કરુ
યુક્ત॥૩૨॥ એહ કેરલીક વાત છે માનીયે થઈ તે પ્રસન્ન॥ સુણ કહ્યું
એક રહી કહણાર્થ સું કહ્યું એક વચન॥૩૩॥ ફરી ફરી તુમ આગ્રહ

॥૩॥ ઈતની કરત હી કાહે॥ દેખો કોણ રાજ હે ખોટો વિચારો કે તાહે
॥૩૪॥ અબ તુમ હઠ મતી કરો બહુરી॥ વરસ એકદ॥ પાછે જો યહ
કહોંગે સો કરેંગે કરો મતી વાદ॥૩૫॥ આજ તુમ જાઓ કહ્યું સુણી
વિનવ્યા ચતુર સુજાણ॥ ફરી ના કહો છો ઉચીત છે એ જીવન પ્રાણ
॥૩૬॥ વલી પીતે કહ્યું હાં હાં ચોહી ઉચીત હે જાઓ॥ તે સુંણી
પ્રબલ ભાવભીના કોહીના નાહી કે પાઓ॥૩૭॥ વલી ધીઠાઈ કરી
કહ્યું કયેમ કહો છો એમ રાજ॥ જ્યાં ત્યાં હું જે છુંકું કહે નહી છુટો
માહારાજ॥૩૮॥ અમો છોકરવાદી થઈને માગું છું એ તમ પાસ॥ તમો
પ્રભુ થઈ ના કહો છો ઉચીત છે સુખરાસ॥૩૯॥ જોઈ ભાવતી કરુણ
નરમાઈ આણી ચીત॥ ભલો તો તુહમ જાઓ કહે એમ સુખ અધીપત્ય
॥૪૦॥ તબ જનેંગે તબ કી ચલેંગે ઠાકોરદ્વાર॥ એહવું કહી ફરી પોઢ્યા મનસુ કરી
વિચાર॥૪૧॥ શ્રી મુખારવિંદ ઉપર સુપેતી લાધી જયેમ॥ વિનતી કીધી અહમો જસુંનારિ

આંભળ્યુ તેમ ॥૪૨॥ રાજવચન આપસો તો જરુ તે ન કરવો ઉચ્ચાર ॥ ઉભા થઈ
રહ્યા ફરી કહ્યું માનીયે આધાર ॥૪૩॥ સુંણી સુપેતી માંહેથી ઉત્તર દીધો સાર ॥
લલા જાઓ તુમ અબ તો માનેગો તેહી વાર ॥૪૪॥ મોકું નિંદ્રા આવત હૈ તુમ
અબ જાઓ ઘેર ॥ રાત્ર જાત હે બહુત બોલ્યા એણ પેર ॥૪૫॥ લહું રાજ તપડાં
આવ્યાથી જાણું છું એ મર્મ ॥ પણ આકૂણી એ માનશો જાણશો મનની ધર્મ
॥૪૬॥ શ્રી ચરણારવિંદ પરસી શીશે આવ્યા ધામ ॥ હાં ન લહી એટલે કીધે
મન નહી તે કામ ॥૪૭॥ આવીને મલી બેઠા ત્યાંહાં લગવદી સર્વ ॥ જણ્યું જે
કાજ કરો આવ્યા તેહવી તે ગર્વ ॥૪૮॥ પુછ્યું તેહોને કહ્યું સર્વ કરી વિસ્તાર ॥
હજુ વાત રસમાં છે ના નથી કરી નીરધાર ॥૪૯॥ જે વિચાર જો ફલ
વિનતી કરવા એ સત્ય ॥ નાથ લાલ કહેશે તે માનસે શ્રી ગોકુલ પત્ય ॥૫૦॥
નિશ્ચે કરી ઉઠયા ધરધણી એહજ વાત ॥ થાસે સહું સંપન્ન પ્રભુજી આ પોઢે પ્રાત ॥૫૧॥

॥ ઇતી શ્રી પાલખી સુખદ સોલમું સંપૂર્ણમ ॥

॥૨॥ ॥પાલખી સુખદ સત્તરનુ ॥

॥શ્રી ગોકુલેશો જયતિ॥ અથ શ્રી પાલખી સુખદ સત્તરનું લખીએ છીએ॥
॥રાગ: જાત: બહદરો સત્તરા ભારણ॥
॥ થયુ મંગલ નીધી પ્રાત શ્રી પ્રભુ જાગ્યા જી॥ આલસ ભુન મુખ જે
ભાત રતી રસ પાગ્યા જી॥૧॥ છુટી પેચ વિશાલ અંબોડી વાલેજી॥ પેખે
મોહે મન બાલ રૂપ નિહાલેજી॥૨॥ સાટકડો વાલ્યો તે કરનુ લટકેજી॥
છબી જે નીરખે એહ નયણ ન મટકે જી॥૩॥ રહી રેખા તીલક તે
ભાલ શોભા ભારીજી॥ અંકીત કૃત પરમ રસાલ અતી સુખ કારીજી॥૪॥
ઘુઘરયાં રાજે નૈન રંગ છબીલાજી॥ બોલે બંકીત મધુરા વેણ બોલે
રસીક રસાલજી॥૫॥ અધર અરૂણભા રંગ રસરસું ભરીઓજી॥ અનુભવી
જે સુંસંગ ત્યાંહાં રસ ઢરીયો જી॥૬॥ આવિ મંદીર બહું ભક્ત માંહે ન માયેજી॥
પ્રીય દરસ પરસે અનુરક્ત આતુર થાએજી॥૭॥ નીરખે લોચન ભરી નાહી

પ્રીય રસાલજી॥ વાધે સુખ રસનો આઈો જાયે વલીજી॥૮॥ થાયે અતી
સુંદર ગાન જશ વિસ્તારજી॥ માનીનીનાં મન વાધે મનસું રતી સંભારેજી
॥૯॥ કીધાં નીત્ય કૃત્યનીત્ય પૈર્ય રસની રીતેજી॥ અવિલોકે તે રસ ભેર
ભક્ત તે પ્રીતેજી॥૧૦॥ ફરી ભોજન પધારીયા નાથ જયાંહાં સેજ
બીછાવીજી॥ નીહાલે સઘલો સાથ બેઠા આવીજી॥૧૧॥ શ્રીમુખ
શોભા તે જોઈ જોઈ હરખેજી॥ એ ભક્ત મંડલી જેહ ધેરી નીરખેજી
॥૧૨॥ પ્રભુ અતી પ્રસન્ન થઈ મન કરે તે વાતજી॥ મધુરાં તેહ વચન
કહે મુસકતાજી॥૧૩॥ બીડી આવી તે વાર આગલ ધરીઅજી॥ આરોગ્યા
પ્રાણ આધાર તે રૂચી કરીઅજી॥૧૪॥ સુખ કીધાની અંકુર સમય તે
સહીયજી॥ નાપભાઈ હીમધર ત્યાંહાં બેઠા જઈયજી॥૧૫॥ ધરી વાત
સહુ મન માંહાં જે જે કહીયજી॥ અંબોડલો વાલ્યો શીશ વાહાલે શ્રીકર
સુજી॥ દીધી ભાકુતે આશીષ આરત અરસુજી॥૧૬॥ ફરી ફરી સહું જયજયકાર

॥૨॥ ભક્ત તે વળીયાજી॥પ્રીય રસનો મન વિચાર ભાવ તે ફળીયાજી॥૧૭॥પોઢ્યા
પ્રભુ પરમ ઉદાર સુપેતી લીધીજી॥શોભા શ્રી મુખની ચારૂ આધા દીન
કીધીજી॥૧૮॥પછી સમે થયો એકાંત ધાર્યું તે મન સુજી॥પ્રભુને આણી
આણી ભાંત્ય વિનતી કરસુજી॥૧૯॥મેહેદ બડભાગી દાસ નાયભાઈજી॥
આવીયા તે સેજયા પાસે જ્યાં સુખદાઈજી॥૨૦॥ધાર્યું પ્રભુનું
દયાનું ધ્યાને ધ્યાન એક ચીત્યેજી॥નહીં બીજું અનુસંધાન વાછલ્ય
રીતેજી॥૨૧॥વિનતી કીધી એ રીત્ય સેવક ભાતેજી॥ધરી ભાવ દિનના
પ્રીત એણી રીતેજી॥૨૨॥પ્રાણનાથ પ્રાણનાથ શબ્દ ઉચ્ચારજી॥ફરી સ્થીર
મન રાખી હાથ અતી મનુહારજી॥૨૩॥સુંણી વાહાલે મધુંર સ્વર માંહાં
હુંકારો દીધોજી॥નીજ ભક્ત તણો જે બોલ્યા તે અંગી કીધોજી
॥૨૪॥ધઈરય ગદગદ કંઠે એહ વિનતી કરીયજી॥સુપેતી શ્રી મુખપર
જેહ પીતે કરી પરહરીયજી॥૨૫॥કહ્યું જે કહત હો કહો તે શીશેચઢાવ્યુંજી॥

કીધી વિનતી ધરા ઉમાંહાં વચન પ્રીય ભાવ્યુંજી ॥૨૬॥ છોકરા જુઝયા છે
આજ દુઃખ ઘણું પામે છે જી ॥ એ છે વાત કેટલીક રાજ એણે કામ
છે જી ॥૨૭॥ રાજ તે ભય કોણ પ્રકાર જે ચીત માંહાં નાવે જી ॥ સદા સર્વદા
પ્રાણ આધાર કરૂણા આવેજી ॥૨૮॥ જેહોના ઘરના મનોરથ પુરના આવ્યાજી ॥
પ્રભુ તહ્મો સકલ સામર્થ મનના ભાવ્યાજી ॥૨૯॥ જો રાજ ન કરો એ કામ
તો કોણ કરે જી ॥ રાખો નહી એમ જો માન તો કયેમ ઠરેજી ॥૩૦॥
કયાંહાં લગી હું કરૂં દીકાઈ કરી વિકલતજી ॥ કહેતાં ન કાંઈ સમુજાઈ
આતુર ચીત્તજી ॥૩૧॥ એણી પેરે વિનતી કહીય ઘણી ઘણી ભાંત્યજી ॥
વાહાલોજી ચીત માંહાં લહીય ભાવ સોહાયજી ॥૩૨॥ કીધી કરૂણા પ્રગટ
પ્રકાશ મનમાંહાં જાણીજી ॥ ઉચર્યા વચન સુખ રાસ મધુરી વાણીજી ॥૩૩॥
બેહનો કહત હો તુમ પાલખા કહલોજી ॥ બેહું ગો જીવન જન્મ દુલ્યો
તહાં લો જી ॥૩૪॥ યહ કેતી કહે બાત બેહુ ગો અવશ્યજી ॥ કહેતાં કુલ્યા

॥૩૫॥ ન માત પયા વેસ વશજી ॥૩૫॥ જાઓ પ્રસાદ કરી લઈ ઉનકું એહજી ॥
એણે વચને ઉડ્યા જોઈ આનંદ તેહજી ॥૩૬॥ કુછુ એ મતી રાખો મન
રહો નિશ્ચીતજી ॥ મેરો એોર તે સદા પ્રસન્ન વચન ગુણવંતજી ॥૩૭॥
એમ કીધી કરુણા વૃષ્ટ વાહાલે હીત સુંજી ॥ નીજ હેત પ્રગટ એ શ્રષ્ટ
ધરો ને પ્રીત સુંજી ॥૩૮॥ નાથ ભાઈ ભર્યા ઉછાહ અંગ ન માયેજી ॥ થયો
મનોરથ જે મનમાંહે પુરણ ભાએજી ॥૩૯॥ હરીન્દ્ર પર્યા નયન વહ્યા
સુધીરજી ॥ ભાવે ગદ્‌ગદ કંઠ વેણ ન રહે ધીરજી ॥૪૦॥ કુરણું એક પુછે
ભર સ્નેહ કહ્યું માહારાજજી ॥ હું શી વિનતી કરૂં જેહ કરુણા રાજજી
॥૪૧॥ રાજ વિના આપે કો એ દાંન પરમ ઉદારજી ॥ ઉચીત છે એ કૃપા
નિધાન અભય દાતારજી ॥૪૨॥ છોકરાઓને એમ ઉમાહા કહું છું
જઈએજી ॥ હાં અવશ્ય વેગી કહો જાઓ કહ્યું તે સહીએજી ॥૪૩॥
અનુભવ તે એમનું રૂપ લહે તે અનુભવીયજી ॥ આગલ ઉછાહ અનુપ

વધાઈ હવીસજી॥૪૪॥ રાખ્યો પ્રભુએ અવિચલ અંગીકારજી॥ લહી
ભાવ સ્વકીયનો સર્વ તેહ વિચારેજી॥૪૫॥ કરવર લહી પોઢ્યા નાથ
ડાબી પાસેજી॥ ચરણારવિંદ મુકી માથ પુરણ આસેજી॥૪૬॥ કરી દિનત્વે
દંડવત બાહેર આવ્યાજી॥ જે કહ્યું તે થયું સત્ય ભાવે ભાવ્યાજી॥૪૭॥
મેહેદ અતી ભક્ત અનન્ય નારાયણ ભાઈજી॥ વરી સ્નેહ ભાવ પ્રીયમન
કૃપા અદ કાઈજી॥૪૮॥ શ્રીકમળાબાઈનો મનોરથ તે ચીત ધરીયોજી॥ સ્નેહનીજ
ભક્તને અર્થ પુરણ કરીયોજી॥૪૯॥ કીધું કૃપા દાન જે અનુપ અચીંત્યતા આણીજી॥
સર્વોપર એ ફલ રૂપ શાસ્ય નવાણીજી॥૫૦॥ સહું એહ મેહેદની કાણે થયું તે
ઈચ્છ્યુંજી॥ પ્રભુંએ તે કૃપાની બાણ હીતસું પ્રીછ્યુંજી॥૫૧॥ શ્રી ગોકુલપતી સત્ય
સંકલ્પ પરમ કૃપાલજી॥ કરવા દાન વિલંબ ન અલ્પ ભક્ત રસાલજી॥૫૨॥

॥ઈતી શ્રી પાલખીનું સુખદ સત્તરમું સંપૂર્ણમ્॥

॥૧॥ ॥પાલખીનું સુખદ અઢારમુ॥

॥શ્રી ગોકુલેશો જયતિ॥ અથ શ્રી પાલખીનું સુખદ અઢારમું લખીએ છીએ॥ રાગ - જાત્ય॥ બંગાલી ધનાશ્રી: રસીક રસ ગ્રંથના ચૌદમા માંગલ્યની - સંતદાસ વ્યારા લગી પ્રભુને સામા આવ્યાજી॥ એઓને ગવાશે॥

॥વિનતી માની કરૂણા આણી પ્રભુએ એહ॥ભાવ ફલ્યા બડભાગી જેહના મનોરથ જેહ॥૧॥નાથલાઈને કુલ્ય મોદ મન માંહીં ન સમાયે॥ આવ્યા મંદીરથી વેગે અતી આતુર થાયે॥૨॥દાદાજીને ઘેર સહુ મળી બેઠા જ્યાંહાં॥વાર જુએ આરત્યે મનોરથ કરે મન માંહાં॥૩॥એટલે ઉભી ગલીએ પ્રસન્નતાસું આવ્યા॥દીઠી લાલ્લ એહોને પ્રેમ સહીત મન ભાવ્યા॥૪॥હરિદાસ ચીત માંહે તે એમ વિચારે॥ એંકેસે શું નિરધારે॥૫॥કુંઈ પ્રસન્નતાસું તો આવે છે ઉદ્યમ કરી॥ શકે તો ભજ કરી આવ્યા વેગે દીસે

છે નિશ્ચે તે કરી ॥૬॥ તે આવ્યા વેગે હસતા હસતા ફુલ્યા ન માય ॥
કહ્યું જે તમો આવશો કહો તે શી વધાઈ ॥૭॥ ઘણા તહમારા એહવા જે
કીશો વિલંબ ન કરે તે ॥ પુર્યા મનોરથ બહુ પુરશો ફરશો જે જે તે ॥૮॥
એહ વચન સુણી નાગ રાસ થયા ઉછાહ રૂપ ॥ અંગો અંગ પ્રફુલ્લીત
ફુલ્યા તે પ્રગટી અનુપ ॥૯॥ અહમો તહમને શું આપીએ ઘણું એ
આપ્યું છે ॥ એથી અધીકું તમોને આપુ એહવું શું છે ॥૧૦॥ એમ કરીને
એહોને પાગ મુકી શીશ તે વારે ॥ પછે સાધ સર્વે કીધાં તેહ એહ પ્રકારે ॥૧૧॥
પ્રભુજી શું વિનતી કરતાં જે થયો પ્રસંગ ॥ તેહ કો વિસ્તારી સુણી અને ફુલ્યાં
અંગ ॥૧૨॥ હરખે હરખ ન માએ ત્યાં બેઠા મોદે કરી ॥ મીસરી ઘણી
મંગાવી સહુ કોના મોમાંહી ભરી ॥૧૩॥ કહ્યું અમો સહુ આજ આવશું
ઘરે તહમારે ॥ લેશું ત્યાંહી પ્રસાદ મનોરથ એહ હમારે ॥૧૪॥ નાથ નાઈ મન
અતી પ્રસન્ન થયા જોઈ એહોનો ॥ એહ પ્રકારે દેખી એ ફુલ્યું તે અંગ તેહોને

॥૨॥ ॥૧૫॥ તે દીન લેઈ પ્રસાદ પોહોચ્યા હતા તેહોને ઘેર॥સ્ત્રીજને નોહોતો
લીધો તે ઈચ્છા એણી પેર॥૧૬॥ તેડી લાવ્યા ઘેર સાધ જે હુંતા ત્યાંહાં॥
પ્રસાદ સહું ઓણે લીધા તણુ ઠુંસ્ય મનમાંહાં॥૧૭॥ જેટલી આતુરતા તેટલા
અધીક થઈ સુલ્ય॥વચન શક્ય નહી કહેવા જેહના ભાવ અતુલ્ય॥૧૮॥ એમ
વિચાર્યું પાલખી નવી કરાવે સહું સાજ॥સુંદર અતી સોહે તે પ્રભુને
આવે કાજ॥૧૯॥ ભાગ્ય રાસ કહ્યું ભાઈ તમો વેગે કરી જાઓ॥ચાલો હવડાં
ઝુણુ એક તે વાર ન લાઓ॥૨૦॥ ભાવ તે એકે તે તત્ક્ષણ ચાલ્યા, ધણ
વિધાએ॥ જે પોહોતા આગ્રે હરખ મન માંહાં ન સમાએ॥૨૧॥ સઘે નવી
સુખપાલ સુખાલી લીધો તેહ॥સાજ તેહનો લીધો સઘલો જોઈએ જેહ
॥૨૨॥ પુરત ભલી સકલાત વીલાયતી મખમલ સાર॥રેશમી જંપાને મઢ્યુલ
તે રંગ અપાર॥૨૩॥ સિધ્ધ કરી લાવ્યા શ્રી ગોકુલ પ્રભુ ઉપયોગ॥મનોરથ
એ શ્રીજીદ્વાર પધારતાં આવે લાગ॥૨૪॥ આવી પોહોતા વેગ સંજોગ તે સઘલો

મસીઓ॥પ્રભુ બેસી પાલખીધારીઆ ભાવ એહણી પેરે ફલાયો॥૨૫॥તે સુખનો વિસ્તાર અપાર કયાંહાં લગી કહીયે॥અનુભવેં કે તે વેદ્ય અનુભવે એમ સહુ લહીયે॥૨૬॥નીત્ય અતી સુખ સુખપાલે બેઠાનું તો અનુપ॥ભક્ત તણી ભાવે મનોરથ થયો એ સુખરૂપ॥૨૭॥વરસે વરસે એ વાહના કોઈ કોઈ ઉછાહે॥અંકુરીત લહીન લહે તેહને મન તે ભય આવે॥૨૮॥કરે એમ રાજ પાલખીધારો છો સુખપાલે બેસી॥એ રચે ઉપાધાત છે કહેવાય યો તો પેસો॥૨૯॥વાર એક બે સાંભલી પછે તે ઉત્તર દીધો॥કરી પ્રતાપ બલ પ્રગટ અને તીરસ્કાર તે કીધો॥૩૦॥પાલખી જેહત હે સર્વત્ર જો ઈચ્છા સો॥યહ બાત કહો કહાં હે અરૂ કહા કહેગો કો॥૩૧॥હમકું એસે કહા કહે કહું કે આધીન નાહી॥હે અપને સ્વાધીન ઓર કો નહી માંહી॥૩૨॥પુરૂષોત્તમ કું ગુણ પુરણ જાણવા કો નહી શક્ય॥કરૂણાએ નીજ ભક્ત લહે તો હે તે અશક્ય॥૩૩॥ઉછાહ મનોરથ સું કરે તેહ એહ વિચાર॥પ્રભુએ

॥૩॥ વખાણ્યા છે તેડીયે પુરબીયા કહાર ॥૩૪॥ પ્રસંગાત તેહવા માંહે કોઈએ
કીધી વાત ॥ પુરવમેં હુંતા કહાર તેહની નથી જાત ॥૩૫॥ સુણી નાથે કીધું
દક્ષણથી તેડાવશે ભોઈ ॥ ઉત્તમ જ્યાંહાં ત્યાંહાં હોએ તેહમાંહાં ઉત્તમ
જોઈ ॥૩૬॥ વિષ્ણુદાસ ઉમરેઠ તેડા ચલાવ્યા ત્યાંહાં ॥ તે દેશ સહું માંહાં
હરિભક્તનાં ઠામ છે જ્યાંહાં ॥૩૭॥ તે કરી એક ઉછાહ તેહજ દીનથી ચાલ્યો ॥
માસ સાત આઠ તે જે ભોઈ લઈ આવ્યો ॥૩૮॥ નવું એક સુખાસન
ઉત્તમ અતી સુખપાલ ॥ ભોઈ જોડ ભલી સરાહી ઉત્તમ ચાલ ॥૩૯॥
જોઈ વાધ્યો હરખ થયો મન માંહાં ઉછાહ ॥ પ્રભુ બેસી પાઓધારે આરતે
અતી ચાહ ॥૪૦॥ એવામાંહાં શ્રીજી હજુર પાઓધાર્યાને થઈ અસવારી ॥ ભોઈ
જોડ બેહુ સંગ લીધા સુખ કરી ॥૪૧॥ પ્રથમ પ્રથમના ભોઈ અસ્વારી માંહાં
ચાલે ॥ ચોપ ઘણી ચાલથી ચાલે તે આપું સંભાલે ॥૪૨॥ પછે નવે ભોઈએ સજ્જ થઈ
સુખપાલ તે લીધી ॥ પ્રભુએ વખાણ્યા જેએ ન કોઈની સરાહના કીધી ॥૪૩॥

॥૪॥ લીલા વિસ્તારે કરી પાખી ધાર્યાં માહારાજ॥ અનુભવ સુખ ચૌતન કરે ભક્ત
સમાજ ॥૪૪॥ સહજ અપડર્યાં ભોઈ નવાનો થયો તે વાર॥ રાખ્યા ભોઈ
પ્રથમના તે કીધો અંગીકાર.॥૪૫॥ અંગીકૃત પુરણતા સંકલ્પ સત્ય
એહ॥ સંકલ્પ દારય દાતા પ્રભુની ઈચ્છા જેહ ॥૪૬॥ છ ઋતુ બારે માસ
સમે સમે લીલા ન્યારી॥ દીનદીન અધીક અધીક સુખ શક્તિ ની
કી વિસ્તારી ॥૪૭॥ મનોરથ એ બડભાગી ભક્તના કહ્યા ન જાએ॥ એક
ઘડી એક અધીકતા વર્ણન કયેમ કરી થાએ॥૪૮॥ એ મનોરથ માંહી
મનોરથ કોટી અનુપ॥ પુરણ કરે તે ભક્ત હીતારથ શ્રી ગોકુલભુપ.॥
॥૪૯॥ પુષ્ટ રસાત્મીક ભક્ત કૃપણજુ ભાઈ સાર॥ હેત કૃપાએ મેરેદ ભક્ત કૃપા
એ આધાર ॥૫૦॥ એ રસ અનુભવ ભક્ત અનુભવી સુખની રાસ॥ તે કૃપા ઈચ્છા ભાગવદ
રસપયો પ્રકાશ॥૫૧॥ તે પદ રજ ફુલ નહી ઘરી મન આશ॥ વિનતી એ કરે કહે નાગર ગોકુલદાસ. ॥૫૨॥

॥ ઈતી શ્રી પાલખી સુખદ અઢારમુ સંપુર્ણમ્ ॥



નવો ઉતારો સં ૨૦૨૮ ના વા. વૈશાખ સુ. ૩ ને સોમવાર સંપૂર્ણમ્. ॥ ૭૧ ॥

પાલખી નાં સુબદ

૧૮ સંપુર્ણમ.

ગ્રંથ સંપુર્ણ